श्री सनातन वेद धर्मो विजयतेतराम्



ब्रह्मर्षि हरेराम सुज्ञराम पण्डित कृत ग्रंथमाला
गुजराती टीका साथे मणि १०

संवत १६९३ सोळसोताणुमां दामोदर सन्यासी विरचित

# पाखंड-धर्म-खंडन-नाटक

प्रकाशकः-

ब्रह्मर्षि हरेराम सुज्ञराम पण्डित
(सनातन धर्मोपदेशक सद्गुरु)
पत्ताः-ऋषि आश्रम तलीआनी पोळ
सारंगपुर-अहमदावाद.

सं. १९८६ आश्विन शुक्ल विजयादशमी

मुद्रण स्थानः—"उत्कृष्ट-मुद्रणालय"
मुद्रकः—पुरुषोतमदास शंकरदास पटेल.
फर्नान्डीझ पूल गांधीरोड-अमदावाद.

मू. ०-४-०.

## -: सनातनधर्मरहस्य :-

### મૂળ સંસ્કૃત અને ગુજરાતી ટીકા સાથે

જેમાં માનવ જીવનનો વિકાસ કર્ત્તા ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, વેદાન્તશાસ્ત્ર, ઉપનીષદ્દ, શાંકર વેદાન્ત, યોગવાસિષ્ઠ, અધ્યાત્મ રામાયણ, ભાગવત, ગીતા, પંચાયતનદેવસ્તોત્રોનો અદ્ભૂત સંગ્રહ સાર છે.

આ અપૂર્વ ગ્રંથ ગાયકવાડ સરકારના રાજ્યની સમસ્ત લાયબ્રેરી અને શાળા, ઇનામ માટે મંજુર કરેલ છે.

દેશના સુપ્રસિદ્ધ વિદ્વાનોએ સર્વોત્તમ અભિપ્રાય દર્શાવ્યા છે. જીજ્ઞાસુ મુમુક્ષુ સજ્જન વર્ગને સન્માર્ગદર્શક, નીતિ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, વર્ધક છે.

સોનેરી નામ, પાકું સુંદર પુંઠું, સારા કાગલ, સરલ અને શુદ્ધ છપાઈવાળો આ ગ્રંથ સત્ય શોધક સત્સંગી સાધકને અભ્યુદય શ્રેયનો દાતા હોઈ બહુ-શ્રુત પાંડિત્યનો પોષક છે.

જ્ઞાનરસિક બંધુઓ અને બ્હેનો ગ્રાહક બની કર્ત્તાના શ્રમને સફલ કરશો.

એ પ્રમાણે બ્રહ્માર્ષ ગ્રંથમાલાના સર્વ ગ્રંથો પ્રત્યેક ઘરમાં અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે.

મૂલ રા, પોષ્ટેજ વીપી. જુદું.

મળવાનું ઠેકાણું,

બ્રહ્મર્ષિ હરેરામ સુજ્ઞરામ પંડિત

તલીઆની પોળ—અમદાવાદ.

१३१

श्रीसनातनवेदधर्मो विजयतेतराम्



ब्रह्मर्षि हरेराम सुज्ञराम पण्डित कृत ग्रंथमाला
गुजराती टीका साथे मणि १०
संवत् १६९३ दामोदर सन्यासी विरचित

# पाखंड-धर्म-खंडन-नाटक

प्रकाशकः-

ब्रह्मर्षि हरेराम सुज्ञराम पण्डित
(सनातन धर्मोपदेशक सद्गुरु)
पत्ताः-ऋषि आश्रम तलीआनी पोळ
सारंगपुर-अहमदाबाद.

संवत १९८६ ओगणीसोछासी आश्विन शुक्ल विजयादशमी

सने १९३१ प्रथमावृत्ति. प्रत २००० सं. १९८७

मुद्रण स्थानः—"उत्कृष्ट मुद्रणालय"
मुद्रकः—पुरुषोत्तमदास शंकरदास पटेल.
फर्नान्डीझ रीचीरोड पूल नीचे-अमदावाद.

मू. ०-४-०

# —: सनातनधर्मरहस्य :—

## મૂળ સંસ્કૃત અને ગુજરાતી ટીકા સાથે

જેમાં માનવ જીવનનો વિકાસ કર્ત્તા ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, વેદાન્તશાસ્ત્ર, ઉપનીષદ્, શાંકર વેદાન્ત, યોગવાસિષ્ઠ, અધ્યાત્મ રામાયણ, ભાગવત, ગીતા, પંચાયતનદેવસ્તોત્રોનો અદ્ભૂત સંગ્રહ સાર છે.

આ અપૂર્વ ગ્રંથ ગાયકવાડ સરકારના રાજ્યની સમસ્ત લાયબ્રેરી અને શાળા, ઇનામ માટે મંજુર કરેલ છે.

દેશના સુપ્રસિદ્ધ વિદ્વાનોએ સર્વોત્તમ અભિપ્રાય દર્શાવ્યા છે. જીજ્ઞાસુ મુમુક્ષુ સજ્જન વર્ગને સન્માર્ગદર્શક, નીતિ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, વર્ધક છે.

સોનેરી નામ, પાકુ સુંદર પુંઠું, સારા કાગલ, સરલ અને શુદ્ધ છપાઇવાળો આ ગ્રંથ સત્ય શોધક સત્સંગી સાધકને અભ્યુદય શ્રેયનો દાતા હોઇ બહુ શ્રુત પાંડિત્યનો પોષક છે.

જ્ઞાનરસિક બંધુઓ અને બ્હેનો ગ્રાહક બની કર્ત્તાના શ્રમને સફલ કરશો.

એ પ્રમાણે બ્રહ્મર્ષિ ગ્રંથમાલાના સર્વગ્રંથો પ્રત્યેક ઘરમાં અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે.

મૂલ રા, પોષ્ટેજ વીપી. જુદું.

મળવાનું ઠેકાણું,

બ્રહ્મર્ષિ હરેરામ સુજ્ઞરામ પંડિત

તલીઆની પોળ—અમદાવાદ.

# "પ્રસ્તાવના"

આ "પાખંડ ધર્મ ખંડન" નામનું સંસ્કૃત નાટક આજથી ૨૯૪ વર્ષ ઉપર સંવત ૧૬૯૩ સોલસોતાણુના કાર્તક સુદ ૧૩ ને સોમવારે નર્મદાને તીરે રહેતા કોઈ દામોદર નામના સંન્યાસીએ સંસ્કૃત ભાષામાં રચ્યું હતું એમ આ નાટકના અન્તમાં લખ્યું છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સ્વ. કરસનદાસ મૂળજીએ મહારાજ લાયબલ કેસના વખતમાં તા. ૭-૧-૧૮૬૯ માં છપાવેલી હોય તેમ મુંબઇમાં ઇન્દુ પ્રકાશ સ્ટીમ પ્રેસમાં ઈ. સ. ૧૯૧૧ માં છપાયેલી આ નાટકની પ્રસ્તાવનામાં લખાયું છે તેમાં લખ્યું છે કે "આ નાટકની એક જૂની પ્રત પ્રગટ કરનારના હાથમાં આસરે દશવર્ષ ઉપર આવી હતી. મહારાજ લાયબલ કેસમાં આ પુસ્તક કોર્ટ મધ્યે રજુ કરવામાં આવ્યું હતું અને રેવરંડ ડોકટર જાન વીલસનની જુબાનીમાં તે મધ્યેના ત્રણ ચાર વાકયો દાખલ કરવામાં આવ્યાં હતાં. ત્યારબાદ આ જૂના અને અગત્યના પુસ્તકનું ભાષાન્તર તથા અસલ છાપી પ્રકટ કરવાની ધારણા રાખવામાં આવી હતી પણ તેનું ભાષાન્તર કરી આપવા કોઇ સંસ્કૃત જાણતા પંડિત બ્રાહ્મણની હિંમત ચાલી નહી, એથી એ કામ એમજ રહી ગયું હતું તે પછી એક વિદ્વાન્ બ્રાહ્મણની સહાયતાથી તેનું ભાષાન્તર તથા અસલ,

પ્રજાની સેવામાં મૂકવાનું બની શક્યું છે તેની જુની અને અસલ પ્રત " નેટિવ જનરલ લાયબ્રેરી " મધ્યે મૂકવામાં આવી છે. જેના દેખાવ ઉપરથીજ કહી શકાશે કે તે પુસ્તક જુના વખતનું છે.

આ નાટક કર્તાનું સંસ્કૃત જ્ઞાન ઘણાં ઉંચા પ્રકારનું હોય અને તે પોતે ઘણો વિદ્વાન્ હોય તેમ તેની ભાષાશૈલી તથા નાટકની રચના ઉપરથી જણાતું નથી. એ પુસ્તકમાં ઘણે ઠેકાણે એવી સાહિત્ય, વ્યાકરણ, છન્દોભંગ, વિ. ની ચૂકો છે કે જે સંસ્કૃત ભાષાનો સાધારણ જાણનાર પણ શોધી શકે. ઘણે ઠે. એક શ્લોકમાં બબે છંદો આવે છે અને મૂલમાં કેટલેક ઠે. કંટાળા ભરેલું લખાણ અને નાટકની રચના એટલી ખામી ભરેલી છે કે તે વાંચનારને કંટાળો ન ઉપજે એટલા માટે તેવો ભાગ છપાવવો મૂકી દીધો છે, જેને વાંચવાની ઇચ્છા હોય તેણે અસલ પ્રત " નેટિવ જેનરલ લાયબ્રેરી-માંથી જોવાને તથા વાંચવાને મળી શકશે.

આ નાટક ઈ. ૧૯૧૧ માં છપાયેલી, એક તરફ ટૂંકું ગુજરાતી ભાષાન્તર અને બીજા તરફ સંસ્કૃત લખાણવાળી ચોપડી ઉપરથી મૂળશ્લોકો અને ભાષણમાં રહેલી કેટલીએક સાહિત્ય વ્યાકરણ છન્દોભંગ વિ. ની મોટી મોટી અશુદ્ધિઓ સુધારી મૂળના આશયને જેમનો તેમ રહેવા દઈ પ્રસિદ્ધ કર્યો છે. વિશેષતામાં મૂળની નીચે પાત્રોને છુટા પાડી,

ખુલાસાવાર ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે, આ નાટકના ૩ ભાગ કર્યા છે. પહેલા ભાગ (અંક)માં ૬૨ શ્લોકો છે તે બધાય પ્રગટ કરવામાં આવ્યા છે. બીજા ભાગ (અંક)માં ૧૪૪ શ્લોકો છે. તેમાંથી ૫૦ થી ૮૫ સુધીના શ્લોક દાખલ કર્યા છે. અને તેને ૧ થી ૩૫ તરીકે આમાં અંકો આપ્યા છે ત્રીજા ભાગમાં ૪૪ શ્લોકો છે તેમાનાં ૨૦ થી ૪૪ સુધીના શ્લોકોને ૧ થી ૨૦ ના અંકો લખી દાખલ કર્યા છે.

આ ગ્રંથ કર્તાનાવખતમાં કયા ધર્મના મતમાં કેવાં પાખંડો ચાલતાં હતાં તેનો તેણે આબેહુબ ચિતાર પોતાની સંસ્કૃત ભાષામાં આ નાટકમાં રજુ કર્યો છે. તેમાં તે કેટલીએક જગ્યાએ વૈષ્ણવ ધર્મમાં પ્રસરેલી અનીતિને પ્રગટ કર્તા મર્યાદા બહાર ગયેલો લાગે છે. અને તેવે ઠે. બનતાં સુધી તેજ સંસ્કૃત શબ્દો રહેવા દીધા છે. આ ઉપરથી લગભગ ૩૦૦ વર્ષ ઉપર કેવાં પાખંડો ચાલતાં હશે તેનો ખ્યાલ સહજ આ નાટક વાંચવાથી જણાઇ આવશે.

આ નાટકનો કર્તા પોતે પંચદેવોનો ઉપાસક હોઇ શંકરાચાર્યના મતનો હોય તેમ તેની કરેલી સ્તુતિઓ ઉપરથી જણાય છે.

અગાઉના વખતમાં કેટલાએક અંધ શ્રદ્ધાળુ ભોળા મનના લોકોને પાખંડીવાડા બાંધી બેઠેલા અને ધર્મને નામે અનીતિ આચરતા અવૈદિક

મતોએ સનાતન વૈદિકધર્મનું જે સત્યાનાશ વાળ્યું હતું, જેમાંનાં અત્યારે પણ કવચિત્ એવાં કલંકિત કાર્યો કરતા હોવાનું સાંભળવાં આવે છે, પણ હવે આ સુધરેલા જમાનામાં તે લાંબો વખત ચાલી શકે તેમ નથી.

જેમ ધાર્મિક અંધશ્રદ્ધા ઓછી થતી જાય છે તેમ પાશ્ચાત્ય શિક્ષણની વાંદરી નકલે ચઢેલાઓ અભક્ષ્યનું ભક્ષ્ય, અપેયનું પાન અસ્પૃશ્યનો સ્પર્શ, વર્ણાન્તર લગ્નાદિ કરી સંકરતા ફેલાવી હિન્દુધર્મ હિન્દુ-શાસ્ત્ર હિન્દુદેવો અને વર્ણાશ્રમ ધર્મને છિન્ન-ભિન્ન કરી એકાકાર કરી રહ્યા છે. તે પણ એક પાખંડજ છે. ઈશ્વર એવા ધાર્મિક(!) અને સુધારક (!) પાખંડિઓથી જનતાને બચાવે, એવી પ્રાર્થના કરૂં છું.

આ નાટક કોઈની નિન્દાના આશયથી પ્રગટ કરવામાં આવ્યું નથી, તેમ, હાલમાં તેમાનું ઘણું ઓછું થઇ ગયું હોય તેમ જણાય છે આ નાટકમાં ક્યાંય મુદ્રણદોષ દૃષ્ટિદોષ મનુષ્યજાતિથી અજાણતાં થતા સુલભદોષોને લીધે ભૂલચૂક રહી ગઇ હોય તેને સુધારી ક્ષન્તવ્ય ગણશો.

આ નાટકના પ્રૂફો સુધારવા માટે મુંબઇ નં. ૪ ગુલાલવાડી ડી. એલ સંસ્કૃત પાઠશાળાના પ્રધાનાધ્યાપક સનાતનધર્મ માર્તંડ રેવાશંકર મેઘજીભાઈ

શાસ્ત્રી દેલવાડાકર એઓશ્રીએ અપૂર્વ પરિશ્રમ લેઇ સહાયતા કરી છે તે માટે તેઓશ્રીનો આભાર માનું છુ.

આ નાટકમાં. ઈ. સ. ૧૯૧૧ માં મુંબઇ ઇન્દુ-પ્રકાશમાં છપાયેલી નકલના અસલ પ્રકટ કર્તા સ્વ. કરસનદાસ મૂળજી કે જેઓનું નામ જનતામાં પ્રસિદ્ધ છે તેઓનો તેમજ તે પછી સ્વર્ગવાસી શેઠ દામોદર સુખડવાલા એ જનતામાં વિના મૂલ્યે વ્હેંચવા તે પ્રસિદ્ધ કરેલ તેમનો હું આભાર માનુંછું.

લી. સનાતન હિન્દુ વેદધર્મ, શુભચિન્તકઃ—

બ્રહ્મર્ષિ હરેરામ સુજ્ઞરામ પંડિત

"સનાતન ધર્મોપદેશક સદ્ગુરૂ"

તા. ૨-૧૦-૧૯૩૦ મુ. અમદાવાદ તલીઆની-
સંવત ૧૯૮૬-આશ્વિન પોળ-ઋષિઆશ્રમ
શુક્લવિજયાદશમી ગુરૂવાર



પુષ્ટિમાર્ગ પંથનું

## વાંચવા યોગ્ય સાહિત્ય.

૧ મહારાજા લાયબલ કેશ રૂ. ૨-૮

૨ બેંગી કેશ વારંટ લીલા (જુજ સીલક છે) ૨-૦

૩ પાખંડ ધર્મ ખંડન નાટક ૦-૪

૪ તબેલાનું તોફાન ૦-૮

૫ શ્રી નાથજીનો કેશ

૬ પુષ્ટિમાર્ગ યાને મહારાજાનો પંથ ૨-૮

૭ વલ્લભ કંઠમાળ

૮ ધર્મધતીંગ કાવ્યમાલા ૦-૪

૯ ભક્તિમાર્ગ વિરૂધ પુષ્ટિમાર્ગ ૧૦૦ નો ૧-૮

મળવાનું ઠેકાણું.

દી૦ લક્ષ્મીદાસની કું૦

મુંબઇ, કોટ, પારસીસ્ટ્રીટ નં. ૭૯

ब्रह्मर्षि हरेराम सुजराम पण्डित.



सत्यंवद, धर्मंचर, अविद्यया मृत्युन्तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

# ॥ पाखंडधर्मखंडननाटकम् ॥

( अथ नान्दी–મંગલાચરણ )

नमामि ब्रह्मेन्द्रपदारविन्दं
यस्य प्रसादात् सकलार्थसिद्धिः ॥
प्राप्ता मया शंकररूपता च
यः कर्णधारो भवसागरस्य. ॥१॥

જેની પૂર્ણ કૃપાથી, બધા અર્થની સિદ્ધિ થયેલી છે, જેના પ્રસાદથી હું શંકરરૂપ (સંન્યાસી) થયો છું, તથા જે મારા ભવસાગરના નાવિક બનેલા છે, એવા તે બ્રહ્મેન્દ્ર ગુરુના ચરણારવિન્દમાં નમસ્કાર કરૂં છું. (૧)

मिथ्याज्ञानविघट्टनाय मनसा त्वत्पादकञ्जं श्रये ।
मातर्देवि कृपानिधे कुरु दयां श्रीदक्षिणे सुन्दरि ॥
विप्रान्वेदविरुद्धकर्मकुशलान् शूद्रैः समेताञ्छठान् ।
द्रष्ट्वाऽहं परितस्तपामि सततं पापार्णवे मज्जतः ॥२॥

હે દક્ષિણ સુન્દરિ માતઃ! બ્રાહ્મણોને વેદ વિરૂદ્ધ કર્મમાં કુશલ થયેલા, શૂદ્રોની સાથે મળેલા, લુચ્ચાઇ કરતા, ચારે તરફથી પાપરૂપી સમુદ્રમાં ડુબતા જોઇને હું રોજ મનમાં બળ્યા કરૂં છું. એથી તેઓનું

મિથ્યા જ્ઞાન દૂર થવા સારૂ મનમાં તમારા ચરણ કમળનું ધ્યાન કરૂં છું, તો હે કૃપાનિધિ દેવિ ! મારા ઉપર કૃપા કરો. (૨)

क्षन्तव्यं मम चापलं गिरिसुते यन्मे खलानां पुरः ।
स्वाऽपूरोदरपूरणाय नियतं संनर्तितो मन्दवत् ॥
प्रायश्चित्तमिदं करोमि सरले श्रीशंभुनामाश्रयं,
मातर्देवि कृपानिधे कुरु दयां त्वत्पादकञ्जं श्रये ॥३॥

હે પાર્વતિ ! પોતાનું પેટ નહીં ભરાવાથી હું રોજ મૂઢ માણસની માફક ખલ પુરૂષોની સામે નાચ્યો, તે મારી ચપલતાની તમારે ક્ષમા કરવી; કારણ કે હું તેનું શંભુ નામના આશ્રયરૂપી પ્રાયશ્ચિત કરૂં છું, અને તમારા ચરણ કમળનો આશ્રય કરૂં છું; તો હે દેવિ માતઃ ! તમે મારા પર દયા કરો (૩)

मर्त्यं व्यर्थगुणालयं किमु मनः संस्तूयसे साम्प्रतं ।
मज्जारक्तनिबद्धमम्बुकुलितं दुःखालयं भौतिकम् ॥
शक्तं स्वोदरपूरणे न हि सदा रोगापदां भाजनं ।
साराऽसारविवेकशून्यमबलं दुर्गन्धपापाश्रयम् ॥४॥

હે મન ! મરણ ધર્મવાળા, ખોટા ગુણોના ઘર જેવા, મજ્જા તથા લોહીથી બંધાયેલા, પાણીથી પોષાયેલા, દુઃખોના ઘરરૂપ, પોતાના પેટ ભરવામાંયે અશક્ત, નિરંતર રોગો અને આપત્તિઓના પાત્ર, સાર–અસારના વિવેકથી શુન્ય, બળ વગરનું–દુર્ગન્ધ અને પાપના આધાર રૂપ જે આ, શરીર તેની હાલ તું કેમ સ્તુતિ કરે છે ? (૪)

शंभुं सत्यगुणाकरं स्तुहि सदा रे चित्त भोगप्रदं।
नित्यं भूतभविष्यभावसमये पूर्णं पवित्रं शुभम् ॥
भक्त्या गम्यमनेकसत्वनिलयं श्रीपार्वतीशं मुदा।
शुद्धं सिद्धसुराऽसुराश्रयमनेकाऽघौघविध्वंसनम् ॥५॥

હે ચિત્ત! સત્ય ગુણોની ખાણરૂપ, ભોગ અને વૈભવ આપનારા, નિત્ય, ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાલમાં પરિપૂર્ણ, પવિત્ર, શુભ, તથા ભક્તિ વડે જાણવા યોગ્ય, અનેક જીવોના આશ્રયરૂપ, શુદ્ધ સ્વરૂપ, સિદ્ધ–સુર–અસુરોના આશ્રયરૂપ, તથા અનેક પાપોના સમુહને નાશ કરનારા, પાર્વતીપતિ શંકરની હમેશાં પ્રેમથી તું સ્તુતિ કર. (૫)

देवः सर्वचराऽचरस्य जगतः कर्ताऽविता भक्षकः।
पायाद्वै प्रमथाधिनाथभगवाञ्छंभुः पुरध्वंसकः ॥
कर्तुं येन सतां हितं खलमदं प्रध्वंसितुं द्राक् क्षितौ।
प्राप्तो जन्म तदादिभावरहितेनाऽजेन चिद्रूपिणा ॥६॥

જન્મ–મરણાદિ ભાવ રહિત, તથા અજન્મા હોવા છતાં જે ચિદ્રૂપી ભગવાને સત્પુરૂષોનું હિત કરવા તથા લુચ્ચાઓના મદનો નાશ કરવા માટે પૃથ્વી ઉપર જન્મ ગ્રહણ કરેલો છે; તથા જે દેવ, સચરાચર સમગ્ર જગત્‌ના કર્ત્તા, રક્ષક, તથા સંહાર કરનાર, તથા ત્રિપુરાસુરનો નાશ કરનારા, તથા પ્રમથાદિ ગણોના અધિનાયક છે, તે શંભુ પરમાત્મા તમારૂં રક્ષણ કરો. (૬)

उद्यत्कोटिदिवाकरेन्दुनिचयोद्भूतप्रभाभासितां ।
तामम्बामनिशं श्रयामि मनसा श्रीशंकरेशप्रियाम् ॥
मिथ्याज्ञानविघट्टनं विरचितं ज्ञानप्रदं नाटकं
सन्तस्तद्धि विलोकयन्तु सततं सारेतरज्ञानिनः ॥७॥

ઉગતા કરોડો સૂર્ય તથા ચંદ્રના સમુહમાંથી નિકળતી કાન્તિ સમાન તેજ વડે પ્રકાશમાન એવાં શંકરની પ્રિયા તથા જગતની માતા–પાર્વતીનું મનમાં ધ્યાન કરી, મિથ્યાજ્ઞાન ટાળનારૂં, તથા સત્ય જ્ઞાન આપનારૂં, નાટક મેં રચ્યું છે–તેને સાર અસાર સમજનારા જ્ઞાની સંત પુરૂષો હંમેશાં જુઓ. (૭)

[ नान्द्यन्ते सूत्रधारः ]

(નાંદી (મંગલાચરણ) થઈ રહ્યા પછી સૂત્રધાર બોલેછે–)

अलमतिविस्तरेण । इह खलु भूगोलमण्डनायितभरतखण्डमंडनीभूतविविधविश्रामवाटिकापत्तनघोषपर्वतागमबहुलतरसहकारनागपुन्नागनिम्बजम्बीरप्लक्षपाटीरशालसरलादिविश्रान्तहारीतशब्दायितानेकविद्यागमाघोषघोषायिते गुर्जराख्ये प्रदेशे विविधविद्याविद्योतितान्तःकरणपरमकारुणिकपरमहंसपरिव्राजकाचार्यः श्रीदामोदरो भगवत्करुणाकटाक्षोत्थितपरमानन्दनिमग्नः सद्गुरुचरणसरोरुहमकरन्दास्वादलोलुपान्तःकरणतयोदितमतिः कलिकलुषिताधर्माश्रितजनमवलोक्य घृणापरवशः पाखण्डधर्मखण्डनाख्यं नाटकमरीरचत्तदभिनेतव्यम् ।

મંગલાચરણ લાંબું કરવાની જરૂર નથી; કારણ કે આ સંસારમાં ખરેખર ભૂગોલના મંડનરૂપ ભરતખંડ છે, અને ભરતખંડના મંડનરૂપ વિવિધ બાગ બગીચાઓ, શહેરો, વાડાઓ, પર્વતો, નદીઓ, ઘણાં આંબાઓ, નાગકેસર, પુંનાગ, નિંબ, જામફળ, પીંપળો, ચન્દન, સાગ, દેવદાર, વિગેરે વૃક્ષો, શુક વિગેરે પક્ષીઓના નાદથી શબ્દાયમાન તથા અનેક વિદ્યાવાળાં શાસ્ત્રોના શબ્દોથી ગાજતો ગુર્જર દેશ છે, તે પ્રદેશમાં વિવિધ વિદ્યાઓ વડે દેદીપ્યમાન અંતઃકરણ વાળા, ભગવત્કૃપાના કટાક્ષ વડે ઉત્પન્ન થયેલા પરમાનંદમાં મગ્ન રહેનારા, સદ્ગુરૂ ચરણ કમળમાં ઝરતા–પરાગરસનો સ્વાદ લેવામાં લોભી અંતઃકરણ હોવાથી મહા બુદ્ધિમાન્ થયેલા પરમ કારૂણિક પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીદામોદર નામના સંન્યાસીએ, કલિકાલથી દૂષિત થયેલા, અધર્મનો આશ્રય કરનારા, માણસોને જોઈ, દયાથી પરવશ બની "પાખંડ ધર્મ ખંડન" નામનું નાટક બનાવ્યું છે તે ભજવી બતાવવાનું છે.

[ सूत्रधार इतस्ततोऽवलोक्य गृहं प्रविश्य गृहिणीमाह्वयति ]

( સૂત્રધાર આમતેમ જોઇને ઘરમાં પ્રવેશ કરી, પોતાની સ્ત્રીને બોલાવે છે. )

सूत्रधारः–आर्ये ! इतस्तावत् ।

સૂત્રધાર–હે આર્યે ! પહેલાં અહિં આવો.

(प्रविश्य-પ્રવેશ કરીને)

नटी-[1]एषाह्मि आणवेदु अज्जउत्त ।

નટી-આ રહી, આર્યપુત્ર ! આજ્ઞા આપો.

सूत्रधारः-आर्यै ! विदितमेव भवत्या- ।

સૂત્રધાર-હે આર્યે ! આપે જાણ્યુંજ છે કે-

वेदाः क्वाऽपि पलायिताः प्रियतमे वार्तापि न श्रूयते
सांख्यं योगपुराणधर्मनिचयः क्ष्मान्तर्गतो दृश्यते ।
श्रीमद्वल्लभविठ्ठलेशप्रमुखैः श्रुत्यर्थबाधोद्यतैः
प्रोक्तं स्वात्मनिवेदनं युवतिभिःसंदृश्यते साम्प्रतम्॥८॥

હે પ્રિયતમે ! વેદો તો કઇ જગ્યાએ ભાગી ગયા છે કે તેઓની વાર્તા પણ સાંભળવામાં આવતી નથી, અને સાંખ્ય, યોગ, તથા પુરાણોનો ધર્મ તો પૃથ્વીમાં દટાઈ ગયેલો છે, કારણ કે શ્રી વલ્લભ તથા વિઠ્ઠલેશ જેવાઓએ શ્રુતિના અર્થો ઉલટા કરી "યુવતિઓએ ગુરૂને પોતાનો આત્મા અર્પણ કરવો" એવું પ્રતિપાદન કરેલું છે, તે હાલ દૃષ્ટીએ પડે છે. ૮

केचिद्वल्लभविठ्ठलेशवचनात् श्रुत्यर्थबाधोद्यताः
केचित्स्वात्ममतेन मूढमतयः स्मृत्युक्तधर्मोज्झिताः ।
केचिच्छूद्रविवेकशून्यहृदया ये वाणिजा गौर्जरा-
स्ते जल्पन्ति महोग्रमन्दमतयः स्वात्मार्पणं योषिताम्॥९

વલ્લભ અને વિઠ્ઠલના વચનથી શ્રુતિના અર્થને

---

[1]-एषाऽस्मि-आज्ञापयत्वार्यपुत्रः ॥

બાધ કરવા તૈયાર થયેલા કેટલાક મૂઢ મતિ વાળા લોકો પોતાનો મત ખેંચીને સ્મૃતિમાં કહેલા ધર્મોથી વિમુખ થયેલા છે; અને કેટલાક શૂદ્રસરખા વિવેક શૂન્ય હૃદયવાળા તથા મહાઉગ્ર મંદમતિ વાળા જે ગુજરાતના વાણીઆઓ છે તેઓ તો " સ્ત્રીઓએ પોતાનો આત્મા ગુરૂને અર્પણ કરવો " એમ બક-વાદ કર્યા કરે છે. ૯

तृष्णामोहमदाभिमानसहिता भ्रष्टाश्चये वाणिजा
बाधन्ते स्मृतिशास्त्रवेदविहितं धर्मं पुराणेरितम् ।
गंगाशम्भुविनायकादिविबुधान् सूर्यं च विद्विष्य ते
कामासक्तविचेतसो वसुमदे नो ब्राह्मणान्मन्वते॥१०

તૃષ્ણા, મોહ, મદ તથા અભિમાનથી યુક્ત અને વિષયમાં આસક્ત હોવાથી મગજના ફરેલા ભ્રષ્ટ વાણીઆઓ-સ્મૃતિ, શાસ્ત્ર, વેદ તથા પુરાણોમાં કહેલા ધર્મનો બાધ કરે છે અને ગંગા, શંભુ, ગણ-પતિ તથા સૂર્ય આદિ દેવતાઓનો દ્વેષકરી, પૈસાના મદમાં બ્રાહ્મણોને માનતા નથી. ૧૦

पूर्वं या निहताऽपि रावणचमूः सेनामुखे वानरैः
सा जाताः कलिकालरूपसदृशाः शूद्रा अमी राक्षसाः
ते सर्वे सुतरां भजन्ति सुरतं श्रीकृष्णनामाश्रया-
ज्जल्पन्त्यत्र जनं विलोक्य सुभगं स्वात्मार्पणं वैष्णवे॥११।

પૂર્વે રણસંગ્રામમાં વાનરાઓએ રાવણની સેના

મારી હતી તે સેના કલીકાલના રૂપ સદૃશ શૂદ્ર રાક્ષસો રૂપે જન્મી, તે, સર્વે રાક્ષસો નિરંતર મૈથુનજ ચાહે છે અને સુંદર સ્ત્રીને જોઇને બોલે છે કે- શ્રીકૃષ્ણના નામનો આશ્રય કરી, સુંદર સ્ત્રીએ વૈષ્ણવને પોતાનો આત્મા સમર્પણ કરવો.

ये वर्णसङ्करभवाः श्रुतिपाठकाँस्ते
शुद्धे कुले यजनयाजनकारकाँस्ते ।
नो मन्वते द्विजवरानथ तापसाँस्ते
ग्रामेऽशुभा निवासिताः कलिराक्षसास्ते ॥१२॥

જે વર્ણ સંકરોથી ઉત્પન્ન થયેલા છે તે રાક્ષસો,- વેદ ભણવા વાળા, શુદ્ધ કુલમાં ઉત્પન્ન થયેલા તથા યજન યાજનાદિ ક્રિયાઓ કરવા વાળા તપસ્વી શ્રેષ્ઠ બ્રાહ્મણોને માનતા નથી તેથી તેઓ ગામમાં અશુભ તરીકે રહેનારા કલિકાલના રાક્ષસો છે એમ જાણવું. ૧૨

नटी-[१] अच्चरियं, अच्चरियं जेण वेद धम्मं परिहरिय लोआ उत्पदे णिएशिदा ।

નટી- આશ્ચર્ય છે આશ્ચર્ય છે કે, જેણે વેદ ધર્મનો ત્યાગ કરી લોકોને અવળે માર્ગે ચડાવ્યા !

सूत्रधारः-अये ! नरलोकविडम्बनं कलिप्रवर्त्तनं पश्य ।

સૂત્રધાર- અરે ! નર લોકને ઠગનારૂં કલીકાલનું પ્રવર્તન જુઓ.

---

१ आश्चर्यमाश्चर्यं येन वेदधर्मं परिहृत्य लोका उत्पथे निवेशिताः।

धर्मः क्वापि लयं गतोऽवनितले सत्यं क्षमा शीलता
दाक्षिण्यं कलिकालसंगतिगतं वार्ताऽवशेषा श्रुतिः ।
श्रीमद्विट्ठलमानमन्ति मनुजाः सत्कृत्य गायन्ति च
धर्माधर्मविवेकशून्यमनसा वेदेष्ववद्धस्पृहाः ॥१३॥

ધર્મ તો પૃથ્વીમાં ક્યાંઇ છુપાઇ ગયો છે, સત્ય, ક્ષમા, શીલતા તથા દાક્ષિણ્ય-કલીકાલની સોબતમાં મળી ગયેલાં છે, શ્રુતિ, માત્ર વાર્તારૂપે બાકી બચેલી છે, માણસો શ્રીમદ્વિઠ્ઠલને નમે છે અને તેનો સત્કાર કરી ગાન કરે છે. તથા ધર્માધર્મમાં વિવેક શુન્ય મનવડે વેદોની ઇર્ષ્યા કરી રહેલા છે. ૧૩

को धर्मः श्रुतिसम्भवः कलियुगे नामैकसारं हरे-
र्मिथ्यास्वर्गगतिप्रलोभनपरा हिंसैककर्माश्रयाः ।
सत्यं ज्ञानमसत्यवस्तुघटनात्पाखण्डवद्धाशया
नो जानन्ति शिवेतरापनुतये श्रीवल्लभेशोक्तितः॥१४॥

કલિયુગમાં વેદમાંથી ઉત્પન્ન થયેલો કયો ધર્મ છે કે, કેવળ હરિનું નામ લેવું એજ ઉત્તમ ધર્મ છે, અને ખોટા સ્વર્ગ ગમનના લોભથી ઠગાયેલાં માણસો ( યજ્ઞાદિકમાં ) હિંસાકર્મનોજ આશ્રય કરવાવાળાં બન્યાં છે, એ પ્રમાણે પાખંડમાં જેનુ ચિત્ત લાગેલું છે એવા તે લોકો સત્યજ્ઞાનને અસત્ય વસ્તુ સાથે ઘટાવવાથી પાપોના નાશ માટે શ્રી વલ્લભની ઉક્તિથી સત્ય વસ્તુને જાણી શકતા નથી. ૧૪

कः सूर्यः को गणेशः कलिकलुषहरा का शिवा कश्च शम्भुः
किं दानं किं च तीर्थं कथमिति यजनं पूजनं देवतानाम्।
अस्माकं श्रीमुरारेश्चरणकमलयोर्दासदासाभिधानां
मुग्धस्त्री कक्षदेशे वसतु च सततं भावनं नो द्वितीयम्॥१५॥

સૂર્ય કોણ ? ગણેશ કોણ ? કલીયુગના પાપો હરનારી શિવા કોણ ? તથા શંભુ કોણ ? તેને અમે જાણતા નથી. કયું દાન ? કયું તીર્થ ? કયું યજન ? તથા બીજા દેવતાઓના પૂજનની શી જરૂર છે ? શ્રીમુરારીના ચરણ કમલના દાસના દાસના નામને ધારણ કરનારા અમારા કુક્ષિના પ્રદેશમાં (પડખામાં) હમેશાં મુગ્ધ સ્ત્રી રહો, બસ ! એજ અમારા મનની ભાવના છે, બીજી ભાવના નથી. ૧૫

एवं स्वबुद्ध्योत्पन्ननानाविकल्पविवादकुतर्क-कुशास्त्रान्तारितमनसो मध्वबल्लभविठ्ठलादिप्रणिताध्वनि प्रस्थिता लोकाः श्रुतिस्मृतिपुराणोक्तान्धर्मान्वार्तावशेषान्कुर्वन्ति॥

એવી રીતે પોતાની બુદ્ધિ વડે ઉઠાવેલા નાના પ્રકારના વિકલ્પો, વિવાદો તથા કુતર્કોથી કુશાસ્ત્રોમાં જેઓનું મન પરોવાયેલું છે એવા તે લોકો, મધ્વ, વલ્લભ તથા વિઠ્ઠલાદિકોએ બનાવેલા પંથમાં ચાલતા થયા છે અને શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણોમાં કહેલા ધર્મોને ફક્ત વાર્તા રૂપે કરી રહેલા છે.

नटी–[1] हद्धि हद्धि, मध्ववल्लभविठ्ठलाए वेयधम्म कथं परिहारिज्जायि ?

નટી—હાય ધિક્કાર છે! હાય ધિક્કાર છે! મધ્વ, વલ્લભ, તથા વિઠ્ઠલે-વેદ ધર્મ કેમ છોડ્યો ?

सूत्रधारः–पाखण्डाः किं न कुर्वान्ति ?

સૂત્રધાર—પાખંડીઓ શું કરતા નથી ?

अन्तस्तमो बही रागो लोकमध्ये तु सात्विकः ।
कलौ नाम हरेः श्रित्वा पाखण्डः प्रकरोत्यलम् ॥१६॥

અંદર તમો ગુણ, બહાર રજોગુણ, તથા લોકોની વચ્ચે સત્વગુણ ધારણ કરી, કળીયુગમાં કેવળ હરિ-નામનો આશ્રય લઇ પાખંડીઓ ઘણો પ્રપંચ કરે છે. ૧૬.

नटी–[1]अज्जउत्त ! कराऊ पावुंदा अकघं उत्पादिदा एषा मुपदि कुदो भविस्मदि ?

નટી—આર્યપુત્ર ! કળીયુગમાં પાખંડો કેમ ઉત્પન્ન કર્યા, તેઓની આ સંસારમાં ઉત્પત્તિ કેમ થઇ ?

सूत्रधारः–

पूर्वं ये कामलोला हरनयनभवेनाग्निना दग्धकामाः ।
शप्ता ये देवमुख्या मधुपवनहुताशास्त एवाशु जाताः।

---

१-हाधिक् हाधिक् ! मध्वचल्लभविठलैर्वेदधर्मः कथं परिहृतः ?

१-आर्यपुत्र ! कलौ पाखण्डाः कथमुत्पादिताः । एषा-मुत्पत्तिः कुतोऽत्र जाता ? ॥

एते मध्वादिसंज्ञाः श्रुतिपथरिपवः प्रद्विषन्तो द्विजान्ये ।
नो बुद्ध्यन्ते शिवादीन्कलिकलुषहराँस्तापसान्प्रद्विषन्ति॥

પૂર્વે વસન્ત, પવન તથા અગ્નિ રૂપ દેવ મુખ્યો કામથી પરવશ થઇ શંકરની સમાધિ છોડાવવા તૈયાર થયા હતા, ત્યારે શંકરે ત્રીજા નેત્રમાંથી અગ્નિ ઉત્પન્ન કરી તેઓને બાળી ભસ્મ કર્યા પછી શાપ આપ્યો હતો તેઓ સંસારમાં તાત્કાલિક જન્મી મધ્વ, વલ્લભ તથા વિઠ્ઠલેશનું નામ ધારી વેદ માર્ગના શત્રુઓ બની બ્રાહ્મણોનો દ્વેષ કરે છે; કલીયુગના પાપોને હરનારા શિવાદિ દેવતાઓને જાણતા નથી અને તપસ્વિઓની સાથે વૈર કરે છે. ૧૭.

कण्ठिकाम्बरधरीविराजितायोनिसाम्यतिलकाङ्कललाटाः
पापरूपवपुषः कलिपूरा वेदधर्मसरणीपरिभ्रष्टाः ॥१८॥

કંઠી તથા ઉપરણા ધારવાથી શોભવાવાળા, યોની સમાન તિલકથી લલાટને ચિહ્નિત કરનારા, પાપી શરીરરૂપી કલીયુગથી ભરેલા, વેદ ધર્મના માર્ગથી ચોતરફથી ભ્રષ્ટ થયેલા, એવા લોકો પૃથ્વી ઉપર ભાર રૂપે રહેલા છે. ૧૮.

बौद्धजैनमतमाश्रयन्ति ये ये श्रयन्ति मधुविठ्ठलेरितम् ।
ते श्रुतिं दिविपदप्रदायिनीं प्रद्विषन्ति नरकाश्रयोत्सुकाः॥१९

જે લોકો બૌદ્ધ તથા જૈન મતનો આશ્રય કરે છે તથા જે લોકો મધ્વ તથા વિઠ્ઠલનું કહેવું માને છે, તે નરકમાં પડવાને તૈયાર થયેલા લોકો-સ્વર્ગમાં ઉત્તમ સ્થાન આપનારી શ્રુતિનો દ્વેષ કરે છે. ૧૯.

( नेपथ्ये-પડદાની અંદર )

आः भरताधम ! सर्वज्ञानस्मान्निन्दसि ! ?

અરે નીચ નાટકીયા ! તું અમારી સર્વજ્ઞોની નિંદા કરે છે ! ?

नटी-[1]अज्जउत्त ! कोऽयं रक्खसो ???

નટી—આર્યપુત્ર ! આ રાક્ષસ કોણ છે ???

सूत्रधारः-आर्ये ! नाऽयं राक्षसः किन्तु महामोहप्रवर्तितो दिगम्बरसिद्धान्तः । सर्वथा परिहरणीयमेवास्य दर्शनमिति ॥

સૂત્રધાર-આર્યે ! આ રાક્ષસ નથી, પણ મહામોહે મોકલેલો દિગંબર સિદ્ધાન્ત છે; સર્વ પ્રકારે તેનું દર્શન તજવા યોગ્ય છે.

( निष्क्रान्तौ ( એમ કહી સૂત્રધાર તથા નટી ચાલ્યાં ગયાં )

( इति प्रस्तावना-પ્રસ્તાવના પુરી થઇ )

---

[ततः प्रविशति यथानिर्दिष्टो दिगम्बरसिद्धान्तः]

ત્યારબાદ જે પ્રમાણે વર્ણન કરેલું છે એવોજ દિગંબર સિદ્ધાન્ત પ્રવેશ કરે છે.

दिगम्बरसिद्धान्तः-नमो अरिहंताणं । रे रे श्रावकाः शृणुध्वम्

---

१ आर्यपुत्र । कोऽयंराक्षसः ?

દિગંબર સિદ્ધાન્ત-અરિહંત દેવને નમસ્કાર છે.

(એમ બોલીને શ્રાવકોને કહે છે કે)-હે હે શ્રાવકો સાંભળો.

मलभरितशरीरे कीदृगाचारशुद्धिः
सततकलुषभाजां जायते वा नराणाम् ।
विमलतरमहात्मा नित्यशुद्धस्वरूप
ऋषिपरिवरणेन ज्ञायते वै स्फुटं च ॥२०॥

નિરંતર પાપો કરનારાં પ્રાણીઓને મલથી ભરેલાં શરીરની આચારથી શુદ્ધિ કરવાનું શું પ્રયોજન છે? કારણ કે-આત્માતો અત્યંત વિમલ, નિત્ય, તથા શુદ્ધસ્વરૂપ વાળો છે, તેનું સ્ફુટ જ્ઞાનતો ઋષિઓનું પરિવરણ કરવાથી થાય છે. ૨૦

(आकाशे) किं भरत ! ऋषिपरिवरणमिति-

(આકાશ સામે જોઈ) કેમ ભરત ! ઋષિ પરિવરણ શું કહેવાય છે તે કહે-

दूरात्पादतले नतिः सुविधिना सत्कारतो भोजनं
मिष्टं स्वादुतरान्नमेव मधुरं पानं ततः सेवनम् ॥
ईर्ष्या स्वल्पतराऽपि नैव कुलिनैर्दारैः समं क्रीडताम्
कार्यं स्वच्छमनः प्रमोदबहुलं त्वेतदृषीणां मतम् ॥२१

સારીવિધિ પ્રમાણે દૂરથી ગુરૂના ચરણમાં નમસ્કાર કરવા, અનેક સ્વાદ વાળું મિષ્ટાન્ન ભોજન કરવું, પછી મીઠાં પાનોનું સેવન કરવું. જરાપણ

ઈર્ષ્યા કરવી નહિ; કુલીન દારાઓની સાથે આનંદ ક્રીડા કરવી, તથા અત્યંત ખુશ થઇ મન સાફ રાખવું-એવા ઋષિના મતને ઋષિ પરિવરણ કહે છે. ૨૦

[1]मन्तो न यन्तो नहि किं पिसाणो
  जाणंति नोमं गुरु अप्पशायो ।
मद्यं पिआमो महिलं भजामो
  मोषं वजामः गुअमग्ग अग्गः ॥२१॥

હું મંત્ર યંત્ર કાંઇપણ જાણતો નથી, ફક્ત ગુરૂપ્રસાદને જાણું છું. મદ્યપીઉં છું અને મહિલાને ભજું છું તોપણ ગુરૂદેવના પ્રસાદથી મોક્ષમાં જઇશ. ૨૧.

रम्यं हर्म्यतलं नवा सुनयना स्वच्छन्दपानं गृहे
  वासः स्वच्छतरं मनोहरकथाः स्वापो युवत्या समम् ।
भोज्यं पेयमहर्निशं च वणिजां नारीभिराश्लेषकं
  प्राप्तः स्वर्ग इहैव नः प्रतिदिनं व्यर्थं तदर्थं श्रमः॥२२॥

સુંદર હવેલીઓ, નવીનસુંદર નેત્રવાળી લલનાઓ, ઘરની અંદર ઇચ્છાનુસાર પાન, અત્યંત સ્વચ્છ રહેવાનો વાસ, મનોહર કથાઓ, યુવતીઓની સાથે

---

१ मन्त्रं न यन्त्रं नहि किंच जाने
  जानेऽहमेकं च गुरोः प्रसादम् ।
भजे नवोढां मदिरां पिबामि
  मोक्षं गमिष्यामि गुरोः प्रसादात् ॥२२॥

શયન, દરરોજ વાણીઆઓની સ્ત્રીઓ સાથે ઉત્તમોત્તમ ભોજન તથા પાન કરી તેઓનું આલિંગન કરવું–એવું એવું હોવાથી–અમને અહિંજ સ્વર્ગ છે, તોપછી તેના સારૂ પ્રયત્ન કરવો તે ફોકટ છે. ૨૨.

( નેપથ્યે–પડદામાંથી )

कोऽयमस्माकं धर्मं वदति ? આ કોણ અમારા ધર્મનું વિવેચન કરે છે ?

दिगम्बरः–सौगतोऽयम् ( इतिनिष्क्रान्तः )

દિગંબર–એતો સૌગત છે (એમકહી નીકળી જાયછે)

[ ततः प्रविशति पुस्तकहस्तो बटुकागमः ]

[ત્યારપછી હાથમાં પુસ્તક લીધેલો બટુક પ્રવેશ કરેછે]

प्रवेशकः ( विचिन्त्य–વિચાર કરીને ) भो भो उपासकाः श्रूयताम्

અરે અરે ઉપાસકો ! સાંભળો.

साक्षादिदं क्षणिकमन्तर्ज्ञानगम्यं यत्र स्थिता बहिरिव प्रतिभान्ति भावाः। सैषोऽधुना विगलितोऽखिलवासनत्वान्निःसन्ततिः–स्फुरति निर्विषयोऽपरागः ॥२४

પ્રવેશક—આખું જગત્ ક્ષણિકવાદથી ભરેલું છે તે અન્તર્જ્ઞાનથી જાણી શકાય છે અને આ જગત્‌ની અંદર રહેનારા સર્વ પદાર્થો તો બહારની દૃષ્ટિએ માલુમ પડે છે, પણ જો વાસનાથી અખિલ પદાર્થોનો મોહ મટી જાય તો સંતતિ રહિત વિષય વગરનું શુદ્ધ જ્ઞાન આપો આપ સ્ફુરાયમાણ–થાય છે. ૨૪

( परिक्रम्य—પ્રદક્ષિણા કરીને )

सश्लाघं-साधुरेवायं सौगतो धर्मः ।

यत्र सौख्यं च मोक्षश्च ।

હું હિંમત ધરીને કહું છું કે—આ સૌગત (બુદ્ધ) ધર્મ જ સારો છે, કારણ કે તેમાં સુખ તથા મોક્ષ રહેલાં છે.

तथाच-

आवासो निलयं मनोहरमभिप्रायानुकूला वणिङ्-

नार्यो वाञ्छितकालमिष्टमशनं शय्या मृदुप्रस्तराः ।

श्रद्धापूर्वमुपासते युवतयः क्लृप्ताङ्गरागोत्सवैः

क्रीडानन्दभरैर्व्रजन्ति यमिनां ज्योत्स्नोत्सवा रात्रयः।२४

મનોહર પ્રસન્ન રહેવાનું સ્થાન, મનના અભિપ્રાયને અનુકૂળ ચાલનારી વાણીઆઓની સ્ત્રીઓ, સમય સમય પ્રમાણે વાંછેલું પ્રિય ભોજન, સુંદર ઓછાડોથી બીછાવેલી કોમળ શય્યાઓ, તેમાં નવ યુવતીઓ, અંગમાં તેલ ફુલેલ, અત્તર, અંબર, કસ્તુરી વિગેરે લગાવી શ્રદ્ધા પૂર્વક ઉપાસના કરે છે. એવી ચંદ્રમાની જ્યોત્સ્નાના ઉત્સવવાળી રાત્રિઓ યતિઓની અનેક આનંદની ક્રીડામાં પસાર થાય છે. ૨૪.

( आकाशे-આકાશ સામું જોઇને )

भो भो उपासका भिक्षवश्च श्रूयतां

भगवतः सुगतस्य वाक्यामृतम्

રે રે ઉપાસકો તથા સંન્યાસીઓ ! ભગવાન્ બુદ્ધનું વચનામૃત સાંભળો.

(पुस्तकं वाचयति—પુસ્તક વાંચે છે.

पश्याम्यहं भिक्षुको दिव्येन चक्षुषा लोकानां सुगतिं दुर्गतिंच । क्षणिकाः सर्वे संस्काराः । नायमात्मा स्थायी । तस्माद्भिक्षुषु दारानाक्रमत्सु नेर्षितव्यम् । चित्तमलं हि यदीर्षा ॥

હું ભિક્ષુક ( સંન્યાસી ) દિવ્યચક્ષુથી લોકોની સારી–નરસી ગતિને જોઇ શકું છું. આ સર્વે સંસ્કારો ક્ષણિક છે. આત્મા સ્થાયી નથી; એટલા માટે સંન્યાસીઓ દારાનું સેવન કરતા હોય તેઓને જોઇ ઇર્ષ્યા કરવી નહિ; કારણકે ઇર્ષ્યા એ ચિત્તનો મેલ છે–( એમ બોલીને )–

नेपथ्याभिमुखमवलोक्योपासकान् भिक्षूंश्च निर्भरमालिङ्ग्य तिष्ठति

પડદાની સામે જોઈ ઉપાસકો તથા સંન્યાસીઓને અતિ પ્રેમ પૂર્વક આલિંગન કરી પડદાની બાજુમાં ઉભો રહે છે. )

ततः प्रविशति वैष्णवनामधारी पुरुषः

ત્યારબાદ વૈષ્ણવ નામધારી પુરૂષ પ્રવેશ કરે છે. )

वैष्णवः–

कण्ठे कर्णे च हस्ते कटितटविषये मस्तके काष्ठमालां वृन्दायाः संदधानो मृगपदसदृशं चन्दनं वै ललाटे ।

राधाकृष्णेति जल्पन् श्रुतिपथविमुखो वैदिकान्भर्त्स-
मानः स्त्रीवृन्दैः कामपूरैः प्रतिपदमिलितै-
वैष्णवीं चुम्बमानः ॥२५॥

વૈષ્ણવઃ-કંઠ,-કર્ણ,-હસ્ત,-કમર તથા મસ્તકમાં તુલસી કાષ્ઠની માળા પહેરેલો, લલાટમાં મૃગના પગ સરખું તિલક તાણેલો, મુખથી રાધા કૃષ્ણ બોલતો, વેદ માર્ગથી વિમુખ બનેલો અને વેદ માર્ગાનુયાયીઓની-નિન્દા કરતો, અને કામ પૂરવા-વાળી તથા પગમાં પગ મેળવનારી સ્ત્રીઓના ટો-ળાંની સાથે વૈષ્ણવી સ્ત્રીનું ચુંબન કરતો પ્રવેશ કરે છે. ૨૫.

भो भो वैष्णवाः श्रूयताम् ।
રે રે વૈષ્ણવો ! સાંભળો.

आलिङ्गनं भुजनिबन्धनमायताक्ष्याः
स्वच्छन्दपानमशनं न परस्वभेदः ।
स्वात्मार्पणं युवतिभिर्गुरुषु प्रयुक्तं
धन्यं च वैष्णवमतं भुवि मुक्तिहेतु ॥२६॥

જેમાં બાથ ભીડીને દીર્ઘનેત્રવાળી સ્ત્રીઓને આલિંગન કરવાનું કહ્યું છે, ઇચ્છા પ્રમાણે પાન તથા ભોજન કરવાનું કહ્યું છે, અને જેમાં પોતાની અને પારકી સ્ત્રીનો ભેદ રાખેલો નથી, યુવતિઓને પોતાના ગુરૂઓને આત્માનું અર્પણ કરવાનું કહ્યું છે, એવા મુક્તિના કારણરૂપ વૈષ્ણવમતને પૃથ્વીપર ધન્યવાદ છે. ૨૬

देहो गलत्पुरिषमूत्रमलायनः किं
स्नातो जलैः सकलतीर्थहृतैः शुचिर्न ।
जीवो सदैव विमलो नहि तत्र भेदः
स्नानं हि मन्दमनसां न च वैष्णवानाम् ॥२७॥

મલ મૂત્રથી ભરેલો દેહ શું બધાં તીર્થોમાંથી લાવેલા જળ વડે નવડાવવાથી પવિત્ર થાય છે? નહિં જ. અને જીવ તો સદા પવિત્રજ છે, તેમાં કંઇ ભેદ નથી, માટે મૂઢ મનવાળાઓને સ્નાન કરવાનું છે. વૈષ્ણવોને નહિ. ૨૭

लोको विकर्मनिरतः खलु पापकर्मा
वेदोक्तमेव मनुते न च वैष्णवोक्तम् ।
मुक्तिप्रदं सकलसारमलौकिकं च
मुक्तिः स्थिता करतले किल वैष्णवानाम् ॥२८॥

પાપ કર્મ કરવાવાળાં લોકો ખરેખર ઉલટાં કર્મમાંજ પ્રીતિ રાખવાવાળાં બની ગયેલાં છે, તેથી વેદમાં કહેલું છે, તેને જ માને છે; પરંતુ અલૌકિક સઘળાના સારભૂત તથા ભુક્તિ (ભોગ) આપનારા વૈષ્ણવ મતને માનતા નથી, વૈષ્ણવ મતમાં તો મુક્તિ હથેલીમાંજ રહેલી છે. ૨૮

किं श्राद्धेन जलाञ्जलेश्चिरतरं शोकानलेनापि किं
प्राप्तानां मरणं गतेषु प्रकृतिं सूतेषु मृत्कुम्भवत् ।
नैवासीन्नहि जायते न भविता बुद्धस्वभावो हि सः
प्रत्यक्षं खलु दृश्यते भुवि नृभि र्देहस्य नाशो भवेत ॥

મરણ પામેલાં પ્રાણીઓની પછવાડે જલાંજલિ આપી શ્રાદ્ધ કરવાથી કે મહાશોક કરવાથી શું થવાનું છે ? કારણ કે માટીનો ઘડો જેમ માટીમાંથી ઉત્પન્ન થાય છે, અને ફુટે છે ત્યારે જેમ પાછો માટીમાં મળી જાય છે, તેમ પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ એ પાંચ તત્ત્વો એકઠાં થાય છે ત્યારે દેહ ઉત્પન્ન થાય છે અને પાંચે તત્ત્વો જ્યારે જુદાં પડી જાય છે ત્યારે તેનો નાશ થયો એમ કહેવાય છે, બાકી આત્મા છે તે તો દેહરૂપે હતો નહિ; ઉત્પન્ન થયો નથી, તેમ થશે પણ નહિ એ તો નિરંતર પ્રકાશિત રહેવાવાળો છે અને એજ પ્રમાણે માણસો પોતાની આંખથી હમેશાં જુએ છે કે દેહનો નાશ થાય છે.

आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
नासीत्पूर्वं न पश्चाच्च घटाघटमिदं जगत् ॥३०॥

આદિ તથા અંતમાં જે નથી, તેવીજ રીતે વર્તમાનમાં પણ તે નથી, ને પહેલાં હતું નહિ, અને પાછળથી પણ રહેવાનું નથી, એવું આ જગત્ નાશવંત છે. ૩૦

नास्ति परलोको, देहे भग्ने मुक्तिः,
देहे सुखिनि स्वर्गो दुःखिते नरकश्च ॥

પરલોક છે નહિ, દેહ નષ્ટ થયા પછી મુક્તિ થાય છે, દેહ સુખી રહે તો સ્વર્ગ અને દુઃખી રહે તો નરક છે.

[ नेपथ्ये–सकलाऽधर्ममूलो वल्लभो वैष्णवनामधारी प्रविशति ]

( પડદામાંથી સઘળા અધર્મોનું મૂળ તથા વૈષ્ણવ નામધારી વલ્લભ આવે છે.

वल्लभः–भो भो वैष्णवाः ! सम्यक् श्रूयतां नो धर्मः॥

વલ્લભઃ—રે ! રે ! વૈષ્ણવો ! આપણો ધર્મ સારી રીતે સાંભળો.

नो धर्मो नैव वेदाः श्रुतिमुखभणिता-
नैव यज्ञाः कदाचि-
न्नो गङ्गा नैव शम्भुरथ न गणपतिर्नैव दुर्गाऽखिलेशी।
नो सूर्यो नो सुरेशो नहि विधितनया नैव विप्राः
शिवा स्यादस्माकं वाल्लभानां गुरुचरणभवा पादुका योषितश्च ॥३१॥

અમારા વલ્લભ મતમાં ધર્મ, વેદો, વેદાદિમાં કહેલા યજ્ઞો, ગંગા, શંભુ, ગણપતિ, અખિલ જગતની ઇશ્વરી દુર્ગા, સૂર્ય, સુરેશ્વર (ઇન્દ્ર), સરસ્વતી, બ્રાહ્મણો કે પાર્વતીને માનવાનું નથી, પરંતુ ફક્ત ગુરૂચરણની પાદુકાઓ તથા સ્ત્રીઓનેજ માનવાનું છે.

पादुकां गुरुपदाग्रलम्बिनीं
दायिनीं सकल भोगसम्पदाम् ।
हारिणीं मलमघौघमंहसां
चिन्तयन्ति सततं सुखेप्सवः ॥ ३२ ॥

ગુરૂના ચરણ કમલની આગળ રહેવાવાળી, સમગ્ર ભોગ તથા સંપત્તિઓને આપવાવાળી, અને

પાપના મેલ તથા દુઃખના સમૂહને હરવાવાળી પાદુ-
કાનું સુખ ચાહનારા પુરૂષો સદા ધ્યાન કરે છે ૩૨

पादुका भवभयार्तिनाशिनी
सैव भक्तिरिह देहधारिणी
पापमूलखननैकचञ्चला
सैव संश्रयवतां त्रिवर्गदा ॥ ३३ ॥

તે પાદુકા, આશ્રય કરનારાઓના સંસારના
ભયનો નાશ કરવાવાળી છે, તેજ આ સંસારમાં દેહ
ધારિણી ભક્તિ છે, અને પાપનું મૂલ ઉખેડવામાં
ચંચળ છે, એવી ત્રિવર્ગ ( ધર્મ, અર્થ, કામ, ) ને
આપવાવાળી પાદુકા જ છે.

ब्रह्मा विष्णुसदाशिवौ गणपति गौरी दिनेशः शशी
ये ते वासववायुभैरवमुखा देवाः समस्ता अपि ।
भूतं भावि भवच्च विश्वमखिलं चेदं चरं स्थावरं
सर्वं श्रीगुरुपादुकैव विमला भुक्तिप्रदा सा नृणाम् ॥३४

બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, ગણપતિ, ગૌરી, સૂર્ય,
ચંદ્ર, ઇંદ્ર, વાયુ, તથા ભૈરવાદિ સઘળા દેવતાઓ,
ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન, અને આ આખું
સ્થાવર જંગમાત્મક જગત્ સઘળું ગુરૂપાદુકાજ છે,
તે પવિત્ર પાદુકા માણસોને ભુક્તિ ( ભોગ ) આપ-
નારી છે. ૩૪

ये वै श्रीगुरुपादुकार्चनरतास्ते तीर्थभूताः स्वयं
गंगाद्यासु नदीषु ते हि सततं स्नाता नरेषूत्तमाः ।

दत्तं दानमनेकधा हविरपि हूतं महाग्नौ सदा
पूतास्ते भवभीतिभङ्गनिपुणाः पूर्णाः सतां संगताः ॥

જે લોકો ગુરૂ પાદુકાના પૂજનમાં પ્રીતિવાળા થયેલા છે, તે પોતે તીર્થ રૂપજ થયેલા છે, તેઓ ગંગા વિગેરે નદીઓમાં નાહીને માણસોમાં ઉત્તમ થયેલા છે, તેઓએ અનેક પ્રકારનું દાન કર્યું, મહા અગ્નિમાં હોમ કર્યો અને આ સંસારના ભયમાંથી છુટી ગયા; કારણ કે તેઓ સત્પુરૂષોની સોબતમાં મળેલા છે. ૩૫

न विष्णुर्न रुद्रो न धाता न सूर्यो
न वै देवता क्वापि तीर्थं न किंचित् ।
न दानं द्विजेभ्यो न मान्या द्विजा वै
परं श्रीगुरोः पादुका मुक्तिभाजाम् ॥३६॥

વિષ્ણુ, રુદ્ર, ધાતા, સૂર્ય, દેવતા, તીર્થ, બ્રાહ્મણોને દાન, અને બ્રાહ્મણોને માનવાનું નથી, પરંતુ ફક્ત શ્રીગુરૂની પાદુકાજ મુક્તિ ઇચ્છનારાઓએ માનવાની છે. ૩૬

( ततो द्वारपालः प्रविश्य
ત્યાર પછી દ્વારપાલ પ્રવેશ કરી કહે છે કે )

भो स्वामिन् । सकलसौन्दर्यमनोहारिणी नः स्वामिनी श्रद्धा द्वार्यास्ते ।

હે સ્વામી ! સમગ્ર સૌંદર્યથી મનને હરણ કરવાવાળી અમારી સ્વામિની શ્રદ્ધા દ્વાર પાસે ઉભી છે.

वल्लभः–अहो। सम्यग्जातं सा वैष्णवान् पवित्रीक-
रिष्यतीति–भो द्वारपाल प्रवेशय ताम्।

વલ્લભઃ—અહો! બહુ સારૂં થયું. તે વૈષ્ણવોને પવિત્ર કરશે. અરે દ્વારપાલ! તેને અહિં લાવ.

( ततो दुन्दुभिनादेन समं प्रविष्टा-
પછી નગારાના નાદની સાથે તે શ્રદ્ધાએ પ્રવેશ કર્યો
वल्लभः–सहर्षम् तदनुरूपी श्रद्धा च।

વલ્લભ પણ ખુશ ખુશ!! અને શ્રદ્ધા પણ તેજ પ્રમાણે આનંદિત થઇ.

भर्त्सनामतिकरी हि जनानां लोचनाञ्च-
लनिपातगतानाम्
कामिनां हरति चित्तमनादिर्धर्ममूलखननैकविचारा॥३७

નજરે ચડતાં માણસોને તરછોડતી કામીઓના ચિત્તને હરણ કરવાવાળી તથા અનાદિ ધર્મનું મૂલ ખોદવામાં આખો દિવસ વિચાર કરવાવાળી શ્રદ્ધાએ પ્રવેશ કર્યો. ૩૭

श्रद्धा–[1]भो स्वामिन्। पणदाह्मि।

શ્રદ્ધા—હે સ્વામિન્! પ્રણામ કરૂં છું.

वल्लभः–अस्मद्धर्मल्पे श्रद्धे स्वागतम्।

વલ્લભઃ—અમારો ધર્મ ફેલાવવાવાળી હે શ્રદ્ધા! તું ભલે આવી.

---

१ भो स्वामिन् प्रणताऽस्मि।

श्रद्धा–[२]भवदकृपया साअद एवनो सवधा ।
कोअभवदधर्म्मप्रकाशदः ?

श्रद्धाः—આપની કૃપા વડે અમારૂં આગમન સર્વદા શુભજ છે, આપનો કયો ધર્મ છે, તે કહો.

वल्लभः–श्रीमद्गुरोः पादतलाश्रयस्ततो
निवेदनं वित्तशरीरचेतसाम् ।
तत्पादुकाया भजनं भगे रतिः
स्त्रियः समालिङ्गनमंगमर्दनम् ॥३८॥

પ્રથમ તો શ્રીગુરૂનાં ચરણ તલનો આશ્રય, પછી ધન, શરીર, તથા ચિત્તનું અર્પણ કરવું, ગુરૂ પાદુકાનું ભજન, ભગ (યોનિ) માં પ્રીતિ, તથા સ્ત્રીઓનું આલિંગન અને અંગનું મર્દન. (તેજ ધર્મ છે.)

देयं न विप्राय न देवतायै
पितॄन्समुद्दिश्य न देयमन्नम् ।
श्रीपादुकापूजनतत्परेभ्यः
स्त्रीभ्यश्च देयं भगसेवनाय ॥३९॥

બ્રાહ્મણ કે દેવતાઓને આપવું નહિ, તેમ પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ વિગેરેમાં પણ અન્ન આપવું નહિ, ફક્ત પાદુકાના પૂજનમાં પરાયણ એવા ગોકુલિઆઓને આપવું તથા સ્ત્રીઓને ભગ (યોનિ) સેવન કરવા માટે આપવું. ૩૯

---

२ भवत्कृपया स्वागतमेव सर्वदा ।
कोऽयंभवद्धर्मः प्रकाश्यताम् ।

चाण्डाल्यो यदि सत्पथे परिणताः शूद्राः स्त्रियःसादरं
तेभ्यो देयमशेषमात्मसुखदं ग्राह्यं ततः सादरम् ।
माताऽन्ये जनकादयो यदि पथि श्रीमद्गुरोर्न स्थिता-
स्ते हेया गलगण्डवत्प्रतिमुखं दृश्यास्तु ते नो कदा ॥४०॥

સન્માર્ગમાં ચાંડાલ કે શુદ્રની સ્ત્રીઓ ચાલતી હોય તો તેને આદર સહિત આત્માને સુખ આપનારી સમગ્ર વસ્તુઓ આપવી અને તેઓની પાસેથી પણ આદર સહિત લેવી. જો ગુરૂના માર્ગમાં માતા કે બીજાં પિતા આદિ કોઇ સગાં વહાલાં ન વર્તતાં હોય તો તેઓને ગળાના કંઠમાળ રોગની પેઠે તજવાં અને કોઇ દિવસ તેઓના મુખ સામું જોવું નહિ. ૪૦

स्तेयास्तेयविचारणा भवति नो पेयाद्यपेयादिकं
जप्याजप्यविचारणा न हि तथा कार्यं ह्यकार्यं न हि ।
धर्माधर्मनिषेधकार्यघटना श्रीपादुकासेविनां
श्रीश्रीगोकुलवासिनां क्रमगता
रीतिः समुज्जृम्भते ॥ ४१ ॥

આ ચોરવું કે ન ચોરવું, આ પીવું કે ન પીવું, આ ખાવું કે આ ન ખાવું, આ જપવું કે ન જપવું, આ કરવું કે ન કરવું એવો મનમાં વિચાર છે નહિ; કારણ કે-શ્રીગુરૂ ચરણની પાદુકા સેવનારા ગોકુલવાસિઓની ધર્મ તથા અધર્મના નિષેધ કાર્યની ઘટના વાળી, પરંપરાથી ઉતરી આવેલી રીતિ સંસારમાં બધી જગ્યાએ ફરકે છે. ૪૧

परस्परं भोज्यमहर्निशं रतिः
स्त्रीभिः समं पानमनन्तसौहृदम् ।
श्रीगोकुलेशार्पितचेतसां नृणां
रीतिः परा सुन्दरि सारवेदिनाम् ॥ ४२ ॥

હે સુંદરિ ! પરસ્પર ભોજન કરવું, હમેશાં પરસ્ત્રીઓની સાથે રતિ, પાન તથા અનંત મૈત્રીપણું કરવું એ શ્રીગોકુલેશ ( કૃષ્ણ ) ભગવાનની અંદર મન લગાવવાવાળા તથા સાર જાણવાવાળા ભકતોની ઉત્તમ રીત છે. ૪૨

नैतत्सुखं दानतपःसमाधिभिर्योगाङ्गवेदैर्न च कोटियज्ञैः।
श्रीगोकुले पूजितपादुकानां
यत्सौख्यमेतन्न हि कोटिसाधनैः ॥ ४३ ॥

શ્રીગોકુલમાં ગુરૂ પાદુકાનું પૂજન કરનારાઓને જે સુખ મળે છે, તે સુખ દાન, તપ, સમાધિ, યોગ, અંગ, વેદો, તથા કરોડો યજ્ઞો અને સાધનોથી મળવાનું નથી. ૪૩

इदं शरीरं खलु भोगसाधनं
भक्तिप्रदं सर्वनरैः सुपूजितम् ।
श्रीगोकुलेशे यदि जायते रति-
र्नोचेन्नृणां विट्कृमिभस्मसंज्ञितम् ॥४४॥

આ શરીર ખરેખર વિષય ભોગનું સાધન છે, ભક્તિને આપનારૂં તથા સર્વ માણસોએ સત્કારેલું થાય છે, પરંતુ જો શ્રીગોકુલેશમાં પ્રીતિ થાય

તો, તે સફલ છે, નહિંતર વિષ્ટા, કૃમિ તથા ભસ્મ નામધારી ફોકટ કહેવાય છે. ૪૪

यत्पादुकापूजनधर्ममुख्यो
सुतास्नुषादारसमर्पणं च ।
न पूजनं ब्राह्मणवैदिकानां
नैवातिथिश्राद्धव्रतोपवासाः ॥४५॥

આ ધર્મમાં ગુરૂ પાદુકાનું પૂજન, સુતા-પુત્રી સ્નુષા-દિકરાની વહુ તથા સ્ત્રીનું ગુરૂને સમર્પણ એ મુખ્ય ધર્મ ગણાય છે, અને વૈદિક બ્રાહ્મણોનું પૂજન અને અતિથિઓનું પૂજન, શ્રાદ્ધ, વ્રત, તથા ઉપવાસ વિગેરે કંઈ કરવાનું નથી. ૪૫

चक्राङ्कितानां भुवि वैष्णवानां
रात्रौ दिवा वा सुरतं ददाति ।
सा वै मता पुण्यतमा पृथिव्यां
सुखं जनान्या प्रददाति नित्यम् ॥४६॥

પૃથ્વી ઉપર ચક્રથી ચિન્હિત થયેલા વૈષ્ણવોને રાત્રિએ અથવા દિવસે જે નારી મૈથુન કરવા દે છે, તે સ્ત્રીને પૃથ્વીમાં અતિ પુણ્યવાળી સમજવી, કારણ કે તે માણસોને હંમેશાં સુખ આપનારી છે. ૪૬

( नेपथ्ये-आः शैलुष ! भरताधम ! वेदरहितो धर्मः । नास्तिकाश्रयश्च । तथाच-

वेदो नारायणः साक्षाद् द्वैपोक्तं यो न मन्यते ।
स नरः श्रुतिविभ्रष्टो नास्तिको नरकाश्रयः ॥४७॥ )

(પડદાની અંદર)–અરે ! નાટકીયામાં નીચ નટ ! આ વેદ રહિત ધર્મ નાસ્તિકોનો આશ્રય કરનાર છે, શાસ્ત્રમાં કહ્યું છે કે, વેદ સાક્ષાત્ નારાયણ છે, આમ વ્યાસજીએ કહેલું વચન જે માણસ માનતો નથી તે વેદથી ભ્રષ્ટ થયેલો નાસ્તિક માણસ નરકમાં પડે છે. ૪૭

( श्रुतिधर्मोऽयमित्यवलोक्य निष्क्रान्तः

આ શ્રુતિ ધર્મ છે એમ જોઈ વલ્લભ નાસિ જાય છે.)

श्रुतिधर्मः प्रविशति–શ્રુતિધર્મ પ્રવેશ કરે છે.

हस्तेऽक्षमालां स्रुवस्रुग्दधानो
मौञ्जीं ससूत्रां परिशीलमानः ।
स्वर्लोकलोकार्चितपादपीठः
संभर्त्सयन्नास्तिकधर्मसंघान् ॥ ४८ ॥

એક હાથમાં રૂદ્રાક્ષમાલા તથા બીજા હાથમાં સુચિ તથા સરવાને ધારણ કરનારો, યજ્ઞોપવીત સહીત મેખલાને ધારણ કરનારો. સ્વર્ગ લોકની અંદર રહેનારા લોકોથી જેના ચરણ કમળનું સિંહાસન પૂજાયેલું છે, તથા નાસ્તિકધર્મોના સમુદાયોને તરછોડતો, શ્રુતિધર્મ પ્રવેશ કરે છે. ૪૮.... .... ....

श्रुतिधर्मः—आः पापिष्ठ! नास्तिकजैनानाश्रित्य वैष्णवधर्मेण प्लावितं जगत्।

श्रुतिधर्मः—અરે પાપિષ્ઠ! તેં નાસ્તિક જૈનોનો આશ્રય કરી વૈષ્ણવ ધર્મના બહાનાથી આખું જગત્ બોળી નાખ્યું.

हरिनामाङ्किता लोकाः कलौ त्यक्ष्यन्ति स्मार्तकम्।
वेदोक्तपरिहारेण पतन्ति नरकालये ॥ ४९ ॥

હરિ નામથી ચિન્હિત થયેલા લોકો કલિયુગમાં સ્માર્ત ધર્મને માનશે નહિ, અને વેદમાં કહેલા ધર્મોનો ત્યાગ કરવાથી નરકમાં પડશે. ૪૯

वेदो हरिः सकलपापहरः स आत्मा
तेनोक्तधर्ममखिलं परितो हरन्ति।
ये वै कलौ मधुपुरे मधुविठ्ठलेशा
जाताश्च ते जगदभिप्लवनाय नूनम् ॥५०॥

વેદ સાક્ષાત્ હરિ છે તથા સકલ પાપનો નાશ કરનાર આત્મારૂપે છે એટલા માટે વેદે કહેલા સમગ્ર ધર્મને છોડનારા કલિયુગમાં જે માધ્વ તથા વિઠ્ઠલેશ જેવાઓ મથુરામાં થયેલા છે તેઓ ખરેખર જગતને બોળવા માટેજ થયેલા છે. ૫૦

(नेपथ्ये)—आः पापिष्ठ! अस्मत्सहायान्निंदसि, मयि प्रबलतरे कुतस्तवावसरः—

(પડદાની અંદર)—અરે પાપીષ્ઠ! અમારા સહાયકોની તું નિંદા કરે છે! મારા જેવો જબર

પૃથ્વીપર બિરાજે છે ત્યાં સુધી તારો અવસર ક્યાંથી આવવાનો છે?'

निन्दन्विप्रान्श्रुतिपथरतान्भर्त्सयन्वेदधर्मं
श्रौतं स्मार्तं च कर्म श्रुति पथमखिलं
वर्णजात्यादि धर्मम् ।
बीभत्सुः श्यामदेहः कलिरतिकृपणः
पापकर्मा विरासीत्
कर्मात्तं लोकमेनं कवलयनपरो
मोहयन् वाग्विलासैः ॥ ५१ ॥

વેદ માર્ગની અંદર પ્રીતિ રાખનારા બ્રાહ્મણોની નિંદા કરતો, શ્રૌત, સ્માર્ત તથા વર્ણજાત્યાદિ અખિલવેદ ધર્મની અવહેલના કરતો, ભયંકર, શ્યામ શરીરવાળો, મહાક્રૂર, પાપકર્મ કરનારો, ઉત્તમ કર્મ કરનારાના કોળીયા કરનારો, તથા વાણીના વિલાસોથી સમગ્ર જગત્‌ને મોહ પમાડતો કલિ પ્રગટ થયો. ૫૧

कलिस्तदनुरूपा श्रद्धा च प्रविशतः

કલી તથા તેના સરખી શ્રદ્ધા પ્રવેશ કરે છે.

कलिः—आः प्रिये ! कियत्संपादितम् ?

કલિઃ—રે પ્રિયા કેટલું કામ કર્યું ?

श्रद्धा—[1] असल मुनि अणवसम धम्मो विणा-

---

१ सकल मुनिजनवर्णाश्रमधर्मो विनाशितः । सकल-भूगोलक्षेत्रपतनेषु वेदधर्मो नास्ति । भवत्प्रसादात्संपादितमेव सर्वम् । अतो यदेव आज्ञापयति तदेव विधेयम् ॥

श्रद्धा । सअल भुवोल सेत्र पन्नने सुचे अधर्म ओ
न स्थी भवत्तपसा ओत्त संपादितं सर्वम् ।
अदोजदे व आज्ञापयदि किं किधेह्मि ॥

શ્રદ્ધા—સકલ મુનિજનોનો વર્ણાશ્રમધર્મ નાશ કર્યો.
સકલ ભૂગોલ ક્ષેત્ર નગરોમાં વેદધર્મ રહ્યો
નથી. આપના પ્રસાદથી સઘળું સંપાદન
કરેલુંજ છે, હવે આપ જે આજ્ઞા આપો
તે કરૂં.

कलिः–( सहर्ष नाटयति)–भो भो महामोहकामक्रो-
धादयो भवद्भिः–शरीरिभिर्भावितव्यम् ।

કલિ—(આનંદપૂર્વક નાચે છે)–રે ! રે!! મહામોહ
તથા કામક્રોધાદિકો ! તમારે શરીર ધારણ
કરનારા થવું જોઇએ.

महामोहादयः–यद्देव आज्ञापयति तन्निष्पादितमेव ।

મહામોહાદિકો—દેવ જે આજ્ઞા આપેછે, તે
અમે કર્યુંજ છે.

कलिः–(स्वगतं) मधुवल्लभविट्ठलेशगोकुलनाथकल्या-
णादिरूपधरा मामनुसरन्ति मोहादयः ॥
एतद्यदा सपदि मोहकुलं सहायं को मे तदैव
जगदुन्मूलने प्रयासःमोहः स्वयं ग्रसतु वेदमय
च धर्म द्वैतात्मकं जगदिदं प्रतिभाति यत्र॥८१॥

કલિ—[મનમાં] મધ્વ, વલ્લભ, વિઠ્ઠલેશ, ગોકુલનાથ, તથા કલ્યાણાદિ રૂપ ધારણ કરનારા મોહાદિકો મારી આજ્ઞા પાળે છે.

જ્યારે મોહનું કુલ બધું મને સહાય કરનારૂં છે, તો પછી મને જગત્ ઉખેડતાં કંઇ પ્રયાસ પડવાનો નથી; કારણ કે એકલો આ મોહજ પોતે વેદ ધર્મને ગળી જાય તો આખું જગત્ દ્વૈતમય દેખાય. ૫૨

( ततः प्रविशति मध्वाचार्यनामा महामोहः– પછી મધ્વાચાર્ય નામનો માહામોહ પ્રવેશ કરે છે.
महामोहः–(कलिं प्रणमति–)

जयतु जयतु राजन् त्वत्कटाक्षावधूतः
सकलजनसमूहः स्वात्मलोकप्रकाशी ।
विमलमचलशुद्धं पुंप्रकृत्यात्महेतुं
विरमति च भवाब्धेर्ज्ञायते नैव तत्वम् ॥५३॥

મહામોહ—( કલિને નમસ્કાર કરે છે ),—

હે રાજન્ ! આપના કટાક્ષના પ્રભાવથી સઘળા જનનો સમૂહ મારા વશમાં લાવી શકયો છું, તેથી પુરૂષ તથા પ્રકૃતિના કારણ રૂપ, શુદ્ધ તથા અચલ ભવસાગરનું આત્મતત્વ કોઈ પણ જાણી શકતું નથી. ૫૩.

आपादितं सकलमद्य मया तवेश
नेत्रावलोकनवशात्किल भारताख्यम् ।
व्यर्थीकृतं प्रचुरधर्मधरं च खण्डं
धर्मो यदैकचरणार्पितदेहवृत्तिः ॥५४॥

હે ઈશ! આપના નેત્રના જોવાના વશથી મેં આખું ભારત નામનું—જગત્ મારા સ્વાધીનમાં કરેલું છે; અને જે ચુસ્ત ધર્મને ધારણ કરનારો ભરતખંડ કહેવાતો તેને મેં છિન્ન ભિન્ન કરી નાખ્યો છે. હવે તો ફક્ત તેમાં એક ચરણ ધારણ કરવાવાળો ધર્મ ટકી રહ્યો છે. ૫૪.

मोहिताः सकलधर्महापिताः
प्रापिता हरिपदादधोगतिम् ।
वर्णभेदरहिताः कृता मया
शूद्रधर्मनिरताः स्वयं स्थिताः ॥५५॥

મેં સર્વ માણસોને મોહમાં નાખી સઘળા ધર્મમાંથી છોડાવી દઇ, હરિચરણના સ્થાનથી અધોગતિને પહોંચાડી, અને વર્ણભેદ નહિં માનનારાઓ કર્યા છે. તેથી સઘળા માણસો આપોઆપ ખુશીથી શુદ્રધર્મને માનવાવાળાઓ થઇ ગયા છે. ૫૫.

किं विभो नहि कृतं मयाऽधुना
वेदधर्मरहितात्मवादिना ।
लोकमानसमपावृतं प्रभो
विष्णुनामतुलसीमवलम्ब्य ॥ ५६ ॥

હે વિભો! વેદધર્મ રહિત આત્મવાદિ એવા મેં વિષ્ણુનું નામ તથા તુલસીની માળાનો આધાર લઇ સઘળા મનુષ્યના મનને આંધળાં બનાવી નાખ્યાં છે, તો પછી હાલ મેં શું નથી કર્યું ? કરવાનું બધું કરી ચૂકયો છું. ૫૬.

किं यागैः किं तपोभिः
श्रुतिपथगमनैस्तीर्थयात्रादिधर्मैः ।
स्नानैर्दानैर्हवनबलिभिः पूजया खेचराणाम् ।
किं भेदैर्जातिवर्णाश्रमप्रमुख-
सदृशैर्यस्य मालाऽस्ति कण्ठे ।
बाह्वोः कर्णे तुलस्याः सकृदपि
वदने धाम विष्णोर्मुरारेः ॥ ५७ ॥

જેના કંઠે, બાહુ તથા કર્ણમાં તુલસીની માળા તથા મુખમાં મુરારિ-વિષ્ણુનું નામ છે તેને યાગ, તપ, વેદમાર્ગનું પાલન, તીર્થ-યાત્રાદિ ધર્મ, સ્નાન, દાન, હવન તથા દેવતાઓને પૂજાવડે બલીદાન આપવાની શી જરૂર છે? ૫૭.

पूजनीया प्रयत्नेन प्रतिमा भुक्तिमुक्तिदा ।
द्वैतात्मवादिनो लोके भक्तिमन्तो ध्रुवं गताः ॥५८॥

ભુક્તિ તથા મુક્તિને દેવાવાળી પ્રતિમાનું પ્રયત્નથી પૂજન કરવાથી જ લોકની અંદર દ્વૈતાત્મવાદી ભક્તો ધ્રુવપદને પામ્યા છે. ૫૮.

( ततः प्रविशति महामोहसचिवो वल्लभः–
(ત્યારબાદ મહામોહનો પ્રધાન વલ્લભ પ્રવેશ કરે છે.)

वल्लभः–महाराज ! वन्दे
વલ્લભ—મહારાજ! હું વંદન કરૂં છું.

कलिः–भद्रमव्याहतम् ।
કલિ—વિઘ્નરહિત સઘળે કલ્યાણ છે ને?

वल्लभः–श्रीमन्महामोहचरणसरोरुहप्रसादात् भवत्कटाक्षावलोकनेन भद्रमेव सर्वत्राऽस्माकम् ॥
વલ્લભ—આપ મહામોહના ચરણકમલના પ્રસાદથી તથા આપના કટાક્ષપૂર્વક અવલોકનથી અમારૂં બધી જગ્યાએ કલ્યાણ જ છે.

( स्वकृत्यं विज्ञापयति–
પોતાનું કૃત્ય જણાવે છે.

विप्रेषु क्षत्रेषु विशां गृहेषु
शूद्रेषु देशेष्वखिलेषु राजन् ।
भवत्प्रसादाद्विरलीकृतोऽसौ
श्रौतागमो वै धरणी तलेऽस्मिन् ॥५९॥

હે રાજન્! આપના પ્રસાદથી બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર તથા સઘળા દેશોમાં અને આખાં આ ધરણીતલમાં વેદધર્મને છિન્નભિન્ન કરી નાખ્યો છે. ૫૯.

(ततः प्रविशति विठ्ठलनामा कलेः प्रतिनिधिः— પછી વિઠ્ઠલ નામનો કલિનો પ્રતિનિધિ પ્રવેશ કરે છે.)

विठ्ठलः—श्रीमत्कलिमहामोहौ विजयेताम् ।

વિઠ્ઠલ—શ્રીમાન્ કલિ તથા મહામોહ આપ બન્ને વિજય પામો.

ऊर्व्यां कोऽपि भवन्मतेरातिपदं
न प्रापितो न स्थितो
राजन्वत्सदयावलोकनकलया
किं किं न मे साधितम् ।
लोकाः स्त्रीपुरतः स्वधर्मविमुखाः सर्वे कृता भूतले
श्रीमन्मोहमहाधिराज किमतः
कार्यं समादिश्यताम् ॥ ६० ॥

હે રાજન્! પૃથ્વી પર આપની બુદ્ધિના સ્થાનને પ્રાપ્ત નથી થયો એવો કોઇ બાકી રહ્યો નથી. સ્નેહીઓ પર દયાદૃષ્ટી વડે જોવાની આપની કલાથી મેં શું શું સાધ્યું નથી? આપના પ્રસાદથી સમગ્ર ભૂમંડલમાં સ્ત્રી વિગેરે સઘળાં લોકોને સ્વધર્મથી પદભ્રષ્ટ કર્યાં છે તો હે મોહ મહાધિરાજા! એનાથી બીજું કયું કાર્ય આપ ફરમાવો છો.? ૬૦

कलिः सहर्षोत्कलितरोमा-

श्चोद्गारः सहर्षं नाटयति-

કલિ—સહર્ષ ઉભાં થયેલાં રોમાંચોના ઉદ્ગારથી સહર્ષ નાચે છે.

कलिः—भो भो महामोहादयो भवद्भिरवहितै र्भवितव्यम्। यत्रवाराणसीनगरी श्रूयते तत्राऽस्मत्सपत्नभावाश्रिता वेदविहितं कुर्वाणा लोका वर्तन्ते। तान् श्रुतिविपथगामिनः कुरुत मोहादयः। जयतु जयतु महामोहः॥

કલિ—રે! રે! મહામોહાદિકો! તમારે સાવધાન થવાનું છે. કારણકે—જ્યાં કાશી નામની નગરી સંભળાય છે, તેમાં અમારા શત્રુપણાના ધર્મનો આશ્રય કરનારા વેદવિહિત કર્મ કરવાવાળા રહે છે; તેઓને તમારે વેદથી ઉલટે માર્ગે વર્તવાવાળા કરવાના છે, તેમાં મહામોહાદિનો જય થાઓ. (अस्मिन् कार्यगौरवे राजा कथयत्युपायम्-આ કાર્યગૌરવમાં રાજા ઉપાય બતાવે છે.)

पूर्वं ये रघुनाथरावणरणे रक्षःकपीशा मृतिं
प्राप्ता ऋक्षगणाश्च तेऽवनितले विप्रादिवर्णाः कलौ
जाता यत्र महेशभक्तिनिरता वेदार्थवादोद्गिरा
तानेवाशु प्रबोधयन्त्वतितरां मोहादयः साम्प्रतम् ॥६१॥

પૂર્વે રઘુનાથ તથા રાવણના યુદ્ધમાં રાક્ષસ, વાંદરાઓ તથા રીંછો જે મરણ પામેલા છે, તેઓજ કલીયુગમાં પૃથ્વીની અંદર બ્રાહ્મણાદિ વર્ણરૂપે જન્મ્યા છે અને તે શહેરમાં મહેશ્વરની ભક્તિમાં પ્રીતિવાળા તેઓ બન્યા છે. તેથી મોહાદિકે વેદથી ભ્રષ્ટ કરનારી વાણીથી હાલમાં તેઓને જ—સમજાવવાનું છે. ૬૧

महामोहः—समीचीनोऽयमुपायः—अत्र कार्येऽनृतदम्भ-
कामक्रोधादीनां प्रवेशः ।

મહામોહ—આ સારો ઉપાય છે, પરંતુ આ કામમાં જુઠ, દંભ, કામ તથા ક્રોધાદિકોની જરૂર છે.

( श्रीमद्राज्ञः कलेराज्ञामवलम्ब्य
दिग्विजयाय प्रस्थिता मोहादयः

—શ્રીમાન્ કલિરાજાની આજ્ઞા લઇ મોહાદિકો કાશી વિગેરે તરફ દિગ્વિજય કરવા ચાલતા થયા ).

अङ्के वैष्णवबौद्धजैन्यकमते सत्संप्रदायान्विते
श्रीदामोदरपण्डितेन रचिते लोकस्य संश्रेयसे ।
मिथ्याज्ञानविघट्टितस्य च पथो नाशाय संवर्णिते
आदौ वै प्रविलोकयन्तु विदुषः सारं मुदा हंसवत् ॥६२॥

મેં દામોદર પંડિતે લોકોના કલ્યાણ માટે તથા મિથ્યા જ્ઞાનથી ભરેલા અસત્ માર્ગોનો નાશ

કરવા માટે બનાવેલા પહેલા અંકમાં, વૈષ્ણવ, બૌદ્ધ તથા જૈન વિગેરે અસત્ સંપ્રદાયોનું વર્ણન કર્યું છે, તેમાંથી પૃથ્વીપરના વિદ્વાનો હંસની માફક સાર કાઢીને આનંદથી વિચાર કરી જોશે. ૬૨.

इति श्रीदामोदराश्रमविरचिते चतुरभक्ततारके चित्तचमत्कारके पाखण्डधर्मखण्डनाख्ये नाटके प्रथमोऽङ्कः ॥

એ પ્રમાણે શ્રીદામોદરાશ્રમે રચેલા, ચતુર ભક્તોને તારનાર, ચિત્તમાં ચમત્કાર ઉપજાવનાર 'પાખંડ ધર્મખંડન'—નામના નાટકમાં પહેલો અંક પૂરો થયો. ૧.



## —अथ द्वितीयोऽङ्कः ॥

(एतावद्वसरे विटावतंसो नाम व्यास आगतो-नेपथ्ये)

( નેપથ્યમાં એટલા વખતમાં વિટાવતંસ નામનો વ્યાસ આવ્યો. )

गौरः प्रचण्डो बहुनर्मवक्ता
विटाङ्गनाचुम्बितलोलदृष्टिः ।
कक्षे स्थितं पुस्तकवाच्यमानो
विटावतंसो भुवि ब्रह्मवेत्ता ॥ १ ॥

ગૌર, પ્રચંડ, બહુ શૃંગારયુક્ત વાક્યો બોલનારો, વિટાંગનાઓ વડે ચુંબન કરવાથી ચપળ છે દૃષ્ટિ જેની એવો, કાખમાં રહેલા પુસ્તકને વાંચતો તથા પૃથ્વી પર બ્રહ્મને જાણનારો વિટાવતંસ વ્યાસ આવ્યો. ૧

चरणयुगलभाले कुङ्कुमेनार्चिताङ्गः
करधृतवरमालः कण्ठदेशे तुलस्याः ।
विटयुवतिसमूहे क्रीडयन् वै हसंश्च
श्रुतिपथविमुखो यो राजते व्यासपीठे ॥ २ ॥

બે ચરણ તથા ભાલમાં કુંકુમ લગાવવાથી શોભાયમાન અંગવાળો, કંઠ દેશની અંદર તુલસીની માળા પહેરેલો, હાથમાં તુળસીની માળા લીધેલો, વંઠેલી યુવતીઓના સમૂહમાં ક્રીડા કરતો, હસતો

તથા શ્રુતિમાર્ગથી વિમુખ એવો તે વ્યાસપીઠ ઉપર શોભી રહ્યો છે. ૨.

स्वस्थं सौधमनुत्तमं हरि-
कथाव्याजेन व्यासाश्रितं
तत्रायान्ति विटावतंस-
चरणासंसक्तचित्ताः स्त्रियः ।
जीवन्मुक्तपदे स्थिताश्च सुभगा
व्यासार्पितस्वेक्षणा-
श्चण्डाः स्थूलकुचा नितम्बबहुला-
मुञ्चन्त्यपानोद्गमम् ॥ ३ ॥

હરિકથાના બહાનાથી વ્યાસે આશ્રય કરેલો, શાંત તથા ઉત્તમ મહેલ, તેમાં વિટાવંતસ (વંઠેલમાં ભૂષણ) વ્યાસના ચરણોમાં આસક્ત થયેલી સ્ત્રીઓ આવે છે. જીવનમુક્ત ધામમાં રહેલી, સુભાગ્યશાળી, વ્યાસની ઉપર પોતાના નેત્રો લગાવવાવાળી, પ્રચંડ. મોટાં કુચ (સ્તન)વાળી, તથા મોટા નિતંબ (કમરની પાછળનો ભાગ)વાળી સ્ત્રીઓ અપાન વાયુને છોડે છે. ૩.

आयाता वणिजो विलोलनयना पद्मानना नर्तिका
गानासक्तविलासनिर्भरमना यूनो नरान्पश्यती ॥
प्राकट्यं दधती लसत्कुचयुगं मालामिषैर्भामिनी
हास्यैर्लास्यविनोदभाववचनैः संभर्त्सयन्ती पराम् ॥४॥

વિલોલ નેત્રવાળી, કમળના સમાન મુખવાળી, નાચનારી, ગાનમાં આસક્ત તથા વિલાસથી ભરેલાં મનવાળી, યુવાન મનુષ્યોને જોતી, માલાના બહાનાથી સુંદર કુચ યુગલને બતાવતી, હાસ્ય, લાસ્ય તથા વિનોદનાં વચનોથી બીજી સ્ત્રીઓને તરછોડતી વાણીયાની સ્ત્રી આવી.

विटोपदेशा विटवल्लभा च विटांगनावेशविलासिनी च
स्वबौद्धपुण्ड्राङ्कितभालदेशा ह्यायाति बाला
परिलूनकेशा ॥५॥

વિટ (વંઠેલ)ના ઉપદેશવાળી, વિટને પ્રિય, વિટાંગનાઓના વેશથી વિલાસ કરવાવાળી, પોતાના બૌદ્ધમત પ્રમાણેનાં તિલકથી ચિહ્નવાળા ભાલ-પ્રદેશવાળી, તથા ચુંટી લીધેલા કેશવાળી બાલા આવે છે. ૫.

विटावतंसः–इतः प्रविशन्तु ज्ञानवत्यो महाभागा
जीवन्मुक्ताः स्त्रियः ।

વિટાવતંસ—આમ આવો-તમે જ્ઞાનવાળી-મહા
ભાગ્યશાળી તથા જીવન્મુક્ત સ્ત્રીઓ છો.

(इतस्ततः परिक्रम्य-આમ તેમ પ્રદક્ષિણા કરીને)

स्त्रियः–१जं अदिहदी आराहो ।

---

१ यदादिशत्याराध्यः ॥

સ્ત્રિયો—આપ પૂજ્ય જે આજ્ઞા આપો તે માન્ય છે.

(इति प्रविशन्ति एताश्चान्याश्च प्रविशन्ति विटोपदेशाः- એમ બોલી એ અને બીજી વિટોપદેશા વગેરે પ્રવેશ કરે છે.)

विटोपदेशा–[1]शृणुर्द्धं सहिआ ओणयंजणं अयिणाशिणं तत्ताको विणभणिओ अहंशंवादायजणे हिं ञि।

વિટોપદેશા—સાંભળો સખિઓ! નિરંજન તથા અવિનાશી દેવને છોડી અમારા સંપ્રદાયના માણસો બીજા દેવને જાણતા નથી.

सख्यः–[2]जं अदिहदि शामिणि।

સખિઓ—સ્વામિની જે આજ્ઞા આપે છે તે પ્રમાણે જ છે.

विटोपदेशा–[3](सरभसम्) सहिआ ओपफुरंदि। अंगाइत जंघा जाणे अह्मगुरु आ आकंवहारिओ अठडंगुडां ओसवागवो भविस्यदि॥

---

१ शृणुध्वं सख्यः। निरञ्जनमविनाशिनं त्यक्त्वा कमपि न जानन्ति येऽस्मत्सम्प्रदायजनाः॥

२ यदादिशति स्वामिनी॥

३ सख्यः! प्रस्फुरन्त्यङ्गानि तथा यथा जानेऽस्मद्गुर्व्याः सर्वाङ्गोच्छिष्टानाद्वया रजक्याः समागमो भविष्यति॥

વિટોપદેશા—(ઉતાવળી ઉતાવળી કહે છે કે) હે સખીઓ! મારાં ડાબાં અંગો એવી રીતે ફરકે છે કે તેથી જાણું છું કે મારી ગુરૂ સર્વાંગોચ્છિષ્ટા નામની ધોબણનો સમાગમ થશે,

विटविलासिनी–दिठया [1]एवदु ॥

વિટવિલાસિની—સારૂં-એમ થાઓ!

(नेपथ्ये)–दीर्घा स्थूलकुचा प्रतालजघना

पिङ्गेक्षणा निष्ठुरा

ईर्ष्यालुः श्रुतिधर्मकर्मविमुखा घोरा खरा

राक्षसी ॥

पापासक्तविचेतसां प्रियकरी कंठे करे

मालिका

आयाता रजकी मलीनवसना

सर्वाङ्गदुर्गन्धिका ॥६॥

(પડદામાં) લાંબી, સ્થુલ કુચવાળી, પહોળાં જઘનવાળી, પીળાં નેત્રવાળી, નિષ્ઠુર, ઇર્ષ્યા કરવા વાળી, શ્રુતિના ધર્મ અને કર્મથી વિમુખ, ઘોર, ખર, રાક્ષસી, પાપમાં આસક્ત મનવાળા પુરૂષોનું પ્રિય કરવાવાળી, કંઠે તથા હાથમાં માળા ધારણ કરવાવાળી, મલીન વસ્ત્રવાળી, તથા સર્વ અંગમાંથી દુર્ગંધ છોડવાવાળી રજકી (ધોબણ) આવી.

---

१ दिष्टया एवं भवतु ॥

(तावत्पश्यामि–પહેલાં જોઇ લઉં.) (ततःप्रविशति सर्वाङ्गोच्छिष्टा नाम रजकी = એમ બોલતી સર્વાંગો-ચ્છિષ્ટા નામની રજકી પ્રવેશ કરે છે.)

रजकी–आः लोआ कंचिणजाणादि । अविणाशि परिहरिअ पडिनां आराहं यदि विशिपथरं घडिदाम्[1] ॥

રજકી—અરે! લોકો કંઈ જાણતા નથી. અવિનાશિ દેવને છોડી પત્થરની ઘડેલી વિનાશી પ્રતિમાનું પૂજન કરે છે.

(विहस्य–હસીને) (विटोपदेशा संस्कृतमाश्रित्य– વિટોપદેશા સંસ્કૃત ભાષાનો આશ્રય કરી બોલે છે)

विटोपदेशा–अस्मदुपदेष्ट्री सर्वाङ्गोच्छिष्टा नाम रजकी समायाता (उपसृत्य) मातर्नमस्करोमि ॥

વિટોપદેશા—અમને ઉપદેશ આપવા વાળી, સર્વાંગોચ્છિષ્ટાનામની રજકી આવેલી છે (એમ બોલી તેની પાસે જઇને કહે છે) માતા નમસ્કાર કરૂં છું.

---

१ आः लोकाः किमपि न जानन्ति । अविनाशिनं परिहृत्य प्रतिमामाराधयन्ति प्रस्तरघटितां विनाशिनीम् ॥

सर्वाङ्गोच्छिष्टा–( सर्वत्र संस्कृतमाश्रित्य ) – विश्व-
वल्लभा भव। अये वत्से ! विटोप-
देशा त्वमसि ॥

સર્વાંગોચ્છિષ્ટા—( બધી જગ્યાએ સંસ્કૃતનો આશ્રય
કરીને )-વિશ્વને પ્રિય થા. અરે
વત્સે ! તું વિટોપદેશા છો.

विटोपदेशा–एवमेव तत् ॥

વિટોપદેશા—તે એ પ્રમાણે જ છે.

सर्वाङ्गोच्छिष्टा–वत्स ! आरोग्यमस्ति ?

સર્વાંગોચ્છિષ્ટા—વત્સે ! આરોગ્ય તો છેને ?

विटोपदेशा–त्वच्चरणकृपया।

વિટોપદેશા—આપના ચરણની કૃપાથી આરો-
ગ્ય જ છે.

सर्वाङ्गोच्छिष्टा–अये वत्से ! के के त्वयोपदिष्टाः ? ।

સર્વાંગોચ્છિષ્ટા—હે વત્સે ! તેં કોને કોને ઉપદેશ
આપ્યો ?

विटोपदेशा–हे मातर्भवत्कृपया बहवः साधवो वि-
टतां प्रापिताः स तवैव महिमा ॥

વિટોપદેશા—હે માતઃ-આપની કૃપાથી ઘણા સાધુ
ઓને વિટ ( વંઠેલ ) બનાવ્યા, તે
આંપનો જ મહિમા છે.

सर्वाङ्गोच्छिष्टा–भगवत्या एकाकिन्या बहुकार्यं कृतम्

સર્વાંગોચ્છિષ્ટા—પૂજ્યા આપ એકલીએ ઘણું
કાર્ય કર્યું.

विटोपदेशिका–जननि ! मिथ्याऽऽलापितेन किम् ।
मम मित्रं विटावतंसो नाम व्यासो वर्तते ।
तेन सह मिलितया सर्वं निष्पादितम् ॥

વિટોપદેશા—હે જનનિ ! ખોટું બોલવાથી શું ?
મારો મિત્ર વિટાવતંસ નામનો વ્યાસ
છે તેની સાથે મળીને મેં સઘળું
કાર્ય સાધ્યું છે.

सर्वाङ्गोच्छिष्टा–वत्से ! कियद्वया विटावतंसः ?

સર્વાંગોચ્છિષ્ટા—અરે વત્સે ! કેટલી ઉંમરવાળો
વિટાવતંસ છે ?

विटोपदेशा–मातर्युवास्ति ॥

વિટોપદેશા—માતા ! યુવાન છે. तथाच–

गौरः स्वच्छतरांशुकावृततनुः संज्ञायमानेक्षणः
पीनः कर्णगलादिलग्नतुलसीमालावलीराजितः ।
व्यासः स्त्रीशतकोत्सुको विजयते धन्यः कृती पेशलः
किं वाऽसौ हि विटाङ्गनाजनमुदे कामस्य मूर्त्तिः किल

ગૌર, અત્યંત સ્વચ્છ કપડાંથી શરીર ઢાંકનારો, આંખોના મિચકારા મારતો, પીન ( જાડો ), કાન, કંઠ તથા ગળામાં પહેરેલી તુલસીની માલાથી શોભતો, સો સ્ત્રીઓમાં ઉત્સુક રહેવાવાળો, ધન્ય, કૃતી, પેશલ, વિટાંગના જનના આનંદ માટે કામની સાક્ષાત્ મૂર્તિ-હોય નહિ શું ? એવો વ્યાસ વિજય પામે છે. ૭

सर्वाङ्गोच्छिष्टा–साधु रे साधु । ईदृश उपदेष्टाऽपेक्षितः शिष्येभ्यो विशेषतस्तरुणीभ्यः ।

સર્વાંગોચ્છિષ્ટા—સારૂં રે સારૂં ! એવા ઉપદેશ આપનારો—શિષ્યોને તથા વિશેષે કરીને તરૂણ સ્ત્રીઓને લાયક છે.

(उपसृत्य–सर्वांगोच्छिष्टा सा–તે સર્વાંગોચ્છિષ્ટા વ્યાસની પાસે જઈ ) जयतु जयतु भवान्—આપનો જય થાઓ જય થાઓ )

क्षमालङ्कारसम्पुटं कृत्वा—ક્ષમાને શોભાવનારૂં સંપુટ કરી-(હાથ જોડી)—

स्वामिनं साष्टाङ्गं प्रणमामि

સ્વામિને સાષ્ટાંગ પ્રણામ કરૂં છું.

विटावतंसः–कर्मरहिता भव ॥

વિટાવતંસ—કર્મ રહિત થા.

सर्वाङ्गोच्छिष्टा–साधु विप्रेन्द्र! साध्वाशीर्वादो दत्तः॥

સર્વાંગોચ્છિષ્ટા—સારૂં વિપ્રેન્દ્ર! સારો આશીર્વાદ આપ્યો.

विटावतंसः–किमत्रोच्यते ? ॥

વિટાવતંસ—એમાં શું કહેવાનું છે ?

सर्वाङ्गोच्छिष्टा–(विटोपदेशां प्रति–वत्से ? कति तरुण्यो वर्तन्ते व्यासशिष्याः ? ।

સર્વાંગોચ્છિષ્ટા—(વિટોપદેશાને કહે છે) હે વત્સે! કેટલી તરૂણ સ્ત્રિઓ વ્યાસની શિષ્યાઓ છે?

विटोपदेशा–सुन्दर्यः पञ्चशः। अन्याः शतशः॥

વિટોપદેશા—સુંદર સ્ત્રીઓ પાંચ છે. બીજી તો ઘણી છે.

सर्वाङ्गोच्छिष्टा–( सर्वास्तरुणीस्तथा व्यासं विलोक्य-सहर्षं )– दिष्टया सदृशं संवृत्तम्। व्यासोऽपिसुन्दरः। शिष्या युवत-योऽपि सुन्दर्यः। निरंजनकृपयैवो-भयोः सादृश्यं जायते।

સર્વાંગોચ્છિષ્ટા—(બીજી તરૂણીયોને તથા વ્યાસને જોઇ આનંદ પામીને બોલી કે)—દૈવયોગે સરખું થયું છે. વ્યાસ પણ સુંદર છે અને બધી શિષ્યાઓ પણ જુવાન તથા સુંદર છે તે નિરંજ-નની કૃપાથીજ બનેલું સાદૃશ્ય થાય છે.

विटोपदेशिका—एका ब्राह्मणी निरञ्जनमार्गश्रद्धां प्रापिताऽस्ति तां माता स्वयमेवोपदि-शतु। अस्या भाग्येन भवत्याः समागमो जातोऽस्ति॥

વિટોપદેશિકા—એક બ્રાહ્મણી નિરંજન માર્ગની શ્રદ્ધામાં આવેલી છે. તેને આપ

માતા પોતે ઉપદેશ કરો. એના ભાગ્યથી જ આપનો સમાગમ થયેલો છે.

सर्वाङ्गोच्छिष्टा–वत्से, ! तामिहानय । पश्यामि–उपदेशयोग्या नवा ।

સર્વાંગોચ્છિષ્ટા—હે વત્સે ! એને અહિં લાવ. જોઉં કે તે ઉપદેશ યોગ્ય છે કે નહિ.

विटोपदेशा–(तामानयित्वा) – मातः ! सेयं ब्राह्मणी.

(ब्राह्मणी–आगत्य स्थिताऽग्रे)

વિટોપદેશા—(તેને લાવીને)—માત: ! તે આ બ્રાહ્મણી છે. (બ્રાહ્મણી આવીને સામે ઉભી રહે છે.)

विटोपदेशा–वैधव्यदुःखे परिदह्यमाना
शोकातुरा ब्राह्मणवंशजाता ।
व्रतोपवासैर्बहुखिन्नदेहा
स्थूलाम्बरैर्वेष्टितपुण्यरूपा ॥ ८ ॥

વિધવાપણાના દુઃખમાં બળતી, શોકાતુર, બ્રાહ્મણના વંશમાં જન્મેલી, વ્રત તથા ઉપવાસોથી બહુ ખિન્ન દેહવાળી, અને જાડાં કપડાં પહેરવાથી પવિત્ર રૂપને ઢાંકવા વાળી છે. ૮

सर्वाङ्गोच्छिष्टा–( विलोक्य )–इयं समीचीनाऽस्मत्सं-प्रदाययोग्या (इत्युक्त्वा पुनः) वत्से ! एहि ॥

સર્વાંગોચ્છિષ્ટા-(તેને જોઇને) આ ગરીબ સ્ત્રી આપણા સંપ્રદાયને યોગ્ય છે. (એમ કહી તેને ફરીથી કહે છે કે)—હે વત્સે! આમ આવ.

विटोपदेशा—ब्राह्मणि ? याहि, मातुश्चरणवन्दनं कुरु॥
વિટોપદેશા—બ્રાહ્મણિ! ચાલ, માતાનાં ચરણમાં વંદન કર.

ब्राह्मणी-(सविषादम्)-ब्राह्मणी कथं रजक्याश्चरण-वन्दनं करोमि ?॥

બ્રાહ્મણિ—(શોક સહિત)—હું બ્રાહ્મણી ધોબણનું ચરણવંદન કેમ કરૂં ?

सर्वाङ्गोच्छिष्टा-(गाढं विहस्य)-अहो मूढतरमविद्या-बलं पश्य॥

સર્વાંગોચ્છિષ્ટા—(અત્યંત હસીને) અહો! આની અવિદ્યાનું અત્યંત મૂઢ અજ્ઞાન તો જુઓ.

(पुनर्ब्राह्मणीं प्रति) अये अन्धीभूते! केनप्रतारिताऽसि केनान्धिकृता। नायमात्मा ब्राह्मणो रजको नापितः कुम्भकारो वाऽपि। सर्वमेव मूर्खविलसितम्। ज्ञानिनां तु समदृष्टिः। सर्वत्राप्येकता। भग-वद्गीतायामप्युक्तमस्ति—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥
तस्माद्ब्राह्मणादिचाण्डालपर्यन्तं न भेदः ॥

( ફરીથી બ્રાહ્મણી પ્રત્યે કહે છે )—અરે આંધળી તું કોઈનાથી છેતરાયેલી છો, કે શું કોઇએ ભમાવી મૂકી છે? આ આત્મા બ્રાહ્મણ, રજક, નાવી, કે કુંભાર પણ નથી. એ બધી મૂર્ખાઓની જાળ છે. જ્ઞાનીઓને તો સમદૃષ્ટિ હોય છે. અને બધી જગ્યાએ એકતા રાખે છે, ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે-

'વિદ્યાવિનયયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથિમાં, શ્વાનમાં તથા ચાંડાલમાં પંડિત લોકો સમાન દૃષ્ટિવાળા હોય છે.' એટલા માટે બ્રાહ્મણથી આરંભી ચાંડાલ પર્યંત કંઇ ભેદ નથી.

(ब्राह्मणी सभयं कम्पिता तथापि—બ્રાહ્મણી-આ સાંભળી ભયથી કંપાયમાન થઇ તો પણ )

ब्राह्मणी—रजक्याश्चरणवन्दनं कथं करोमि ॥

બ્રાહ્મણી—ધોબણનું ચરણ વંદન કેમ કરૂં ?

सर्वाङ्गोच्छिष्टा—अरे मूर्खे ! मम गुरुश्चाण्डालाचार्यः ।
तस्य नित्यं मया चरणसंवाहनं क्रियते ॥

સર્વાંગોચ્છિષ્ટા—અરે મૂર્ખી ! મારો ગુરૂ ચાંડાલાચાર્ય છે, તેમનાં ચરણ હું રોજ ચાંપું છું.

( ब्राह्मणी मौनमालम्ब्य तथैव तिष्ठति—બ્રાહ્મણી મૌન ધારણ કરીને એમને એમજ ઉભી રહે છે )

सर्वाङ्गोच्छिष्टा—वत्से विटोपदेशे ! अस्या जाड्यं नापयाति दुर्दैवायास्तर्हि कथं ज्ञानं समायास्यति ! तद्भवतु एनां व्यासाय समर्पयामि । स एवोपादिशतु ॥

સર્વાંગોચ્છિષ્ટા—પુત્રી વિટોપદેશા ! આ અભાગણીનું જડપણું જતું નથી. તો એને જ્ઞાન કેવી રીતે આવશે ? ભલે જેમ હોય તેમ હો હું એને વ્યાસને સોંપું છું . તેજ એને ઉપદેશ આપશે.

विटोपदेशा—ब्राह्मण्येहि—व्यासचरणवन्दनं कुरु.

વિટોપદેશા—બ્રાહ્મણી ! આમ આવ, વ્યાસનાં ચરણને વંદન કર.

( सा तथा करोति व्यासं पश्यति—તે બ્રાહ્મણી વ્યાસના ચરણને વંદન કરે છે અને વ્યાસને જુએ છે. )

उरसि कुसुममालां स्वच्छवस्त्रं वहन्तं
तिलकमधुरभाले कुङ्कमस्यापि बिन्दुम् ।
मुखगतवरपत्रं नागवल्याः सपूगं
विटयुवतिसमेतं व्यासमेनं ददर्श ॥१॥

વક્ષઃસ્થલમાં પુષ્પની માલા, સ્વચ્છ વસ્ત્ર, તિલકથી સુશોભિત ભાલમાં કુંકુમનો ચાંદલો,

તથા મુખમાં ઉત્તમ નાગર વેલનું સોપારી સહિત પાન ધારણ કરનારો અને વંઠેલી યુવતીઓની સાથે બેઠેલા વ્યાસને તેણે જોયો. ૯

विटावतंसः–गतभ्रान्तिर्भवती ?

વિટાવતંસ—કેમ તમારી ભ્રાન્તિ ગઇ ?

ब्राह्मणी–का नाम भ्रान्तिः ।

બ્રાહ્મણી--એમાં ભ્રાન્તિ કઇ હતી !

विटावतंसः–अयं स्वपुरुषः । अयं परपुरुषः । एनं कथं स्पृशामि–इयमेव भ्रान्तिः ।

વિટાવતંસ—આ સ્વપુરૂષ, આ પરપુરૂષ, એને કેમ અડકું, એજ ભ્રાન્તિ કહેવાય છે.

ब्राह्मणी–साक्षात्स्वपरभेदो दृश्यते । भवदुक्तिर्मनागपि न घटते ॥

બ્રાહ્મણી—સ્વ અને પરનો ભેદ સાક્ષાત્ દેખાય છે, તો તમારૂં કહેવું જરા પણ ઘટતું નથી.

विटावतंसः–अरे सर्वत्रैक एवात्मारामो रमते । देह-स्त्वनित्यो जलबुद्बुदतुल्यः। यः सत्य एक एवास्ते। तथापि त्वं कथं भेददृष्टि-माश्रयसि दुर्भगा ?

વિટાવતંસ—અરે બધી જગ્યાએ એકજ આત્મારામ રમે છે. દેહ તો પાણીના પરપોટા સરખો અનિત્ય છે અને જે સત્ય છે

તે તો એકજ નિત્ય રહેલો છે. તો પણ
અભાગણી તું કેમ ભેદદષ્ટિ માને છે?

उक्तंच–अयं ज्ञानमार्गः सुगमो मुक्तिप्रदश्च । अस्मिन् मार्गे विधवाऽपि परमानन्दमग्ना वैधव्यदुःखं किमपि न जानाति ॥

કહ્યું પણ છે કે—આ જ્ઞાનમાર્ગ સહેલો છે, અને મુક્તિ આપનારો છે. આ માર્ગની અંદર વિધવા પણ પરમાનંદમાં મગ્ન રહી રંડાયાના કંઈ દુખને જાણતી નથી.

तथाहि–

गेहे गहे यान्ति गोष्ठीमिषेण
हास्यं लास्यं क्रीडनं स्यात्सुखेन ।
खाद्यं पानं यत्र तत्र स्थितानां
स्नाने दाने नास्ति शौचे श्रमोऽपि ॥१०॥

વાતના બહાનાથી ઘેર ઘેર જાય છે, સુખથી હાસ્ય, લાસ્ય તથા ક્રીડા કરાય છે, ગમે ત્યાં રહીને ખાન પાન સારી રીતે થાય છે તથા સ્નાન દાન કે શૌચમાં જરા પણ શ્રમ પડતો નથી. ૧૦

एवं सुगमो मार्गो मुक्तिप्रदश्च निरंजनकृपया लभ्यते ॥

આવો સરલ તથા મુક્તિ આપનારો માર્ગ નિરંજનની કૃપાથી પ્રાપ્ત થાય છે.

ब्राह्मणी-

निरंजनालम्बितमार्गसक्ताः
कथं भवेयुः परदाररक्ताः।
ये विष्णुधर्मा अपि ते कथं स्युः
स्वकीयपुत्रीयमनोद्यतेहा ॥११॥

નિરંજનના માર્ગનો આશ્રય કરનારાઓ પર-દારાઓથી વિરક્ત કેમ થાય ? કારણ કે જેઓ વિષ્ણુ ધર્મને માનનારાઓ છે તે કેમ પોતાની પુત્રીઓનું મૈથુન કરવામાં તૈયાર થાય છે, અર્થાત્ વિષ્ણુ ધર્મ માનનારા આચાર્યો જેમ પોતાની પુત્રી તુલ્ય શિષ્યાઓની સાથે મૈથુન કરે છે તેમ નિરંજન મત માનનારાઓ પણ પરદારાઓથી વિરક્ત થતા નથી. ૧૧

विटोपदेशं बहु भर्त्सयित्वा
विटावतंसं हि पुनः पुनश्च।
जगाम गाढं हृदि दह्यमाना
धिग्वल्लभीर्वाल्लभिनां मतं च ॥१२॥

એ પ્રમાણે વિટોપદેશાને તથા વિટાવતંસ વ્યાસને વારંવાર બહુ ઠપકો આપતી-વલ્લભમતની સ્ત્રીઓ તથા પુરૂષોને ધિક્કાર આપતી તથા હૃદયમાં અત્યંત બળતી તે બ્રાહ્મણી ત્યાંથી બહાર નીકળી ગઇ. ૧૨

दानं दमो दया सत्यं शौर्यमार्जवमेव च ।
वेदोक्तं च करिष्यामि धिग्धर्मं वैष्णवं शठम् ॥१३॥

અને કહેવા લાગી કે હું તો દાન, દમ, દયા, સત્ય, શૌચ તથા સરલતા રૂપ વેદમાં કહેલા ધર્મ ને માનીશ, પરંતુ શઠ વૈષ્ણુવ મતને ધિક્કાર છે.

ॐ ब्रह्मरूपं ह्यनिशं स्तुवन्ति
वेदाश्च साङ्गाः किल चाष्टमूर्तिम् ।
तं विश्वनाथं सततं द्विषन्ति
धिग्वाल्लभा वैष्णवनामधेयाः ॥१४॥

અંગ સહિત વેદો જે ॐ બ્રહ્મરૂપ અષ્ટમૂર્તિ શંકરની અહર્નિશ સ્તુતિ કરે છે એવા વિશ્વનાથ શંકરનો જે દ્વેષ કરે છે એવા વલ્લભમતાનુયાયી નામધારી વૈષ્ણુવોને ધિક્કાર છે. ૧૪

ये वल्लभीकञ्चुकिकुम्भमध्ये
निधाय हस्तं प्रहसन्ति मत्ताः ।
गायन्ति नृत्यन्ति पतन्ति भूमौ
भजन्ति रण्डाः किल कीर्तनान्ते ॥१५॥

જે લોકો કીર્તનના અંતમાં રાંડીરાંડ બાઇઓની કાંચળીમાં રહેલાં કુંભસ્તનો ઉપર હાથ રાખી મદોન્મત્ત બની અત્યંત હસે છે, ગાય છે, નાચે છે, અને પૃથ્વીપર પડે છે. અને અંતે રંડાઓની સાથે મૈથુન કરે છે. ૧૫

शिरोऽन्यथा मे भवतीति हेतोः
केशेषु तैलस्य विमर्दनं च ।
करोति नित्यं विधवावणिग्वधू-
र्नेत्रेऽतिदुःखस्य मिषाच्च कज्जलम् ॥१६॥

મારૂં માથું દુખે છે એવું બહાનું પકડી કેશમાં તેલ લગાવે છે, અને મારી આંખ આવી છે એવું બહાનું પકડી વાણીઆઓની વિધવા સ્ત્રિઓ રોજ આંખમાં કાજળ આંજે છે. ૧૬

दन्तेऽतिरागश्च विघर्षणं च
हास्यं यथेष्टं गमनं परे गृहे ।
सूक्ष्माम्बरेणाङ्गनिदर्शनं च
करोति रण्डा वणिजां वधूः सदा ॥१७॥

દાંતોને બહુ રંગાવવા અને બહુ ઘસવા, બહુ હસવું, ઇચ્છા પ્રમાણે પરાયે ઘેર જવું, અને બારીક કપડાંઓ પહેરી પર પુરૂષોને અંગ બતાવવું, આવાં કર્મો રોજ વાણીઆઓની વિધવા રાંડો કરે છે. ૧૭

श्रीठाकुरे चार्पितचित्तवृत्ति
र्धनं शरीरं सकलं मदीयम् ।
अहं तदर्थं प्रकरोमि कर्म
न मे च माता जनकादिवर्गः ॥१८॥

મેં મારી ચિત્તવૃત્તિ, ધન, શરીર તથા બીજું જે કાંઇ છે તે સઘળું શ્રીઠાકોરજીને અર્પણ કર્યું

છે હું જે કંઈ કર્મ કરૂં છું તે શ્રીઠાકુરજી સારૂ કરૂં છું. મારે હવે માતા, પિતા, ભાઇ, પતિ બહેન વિગેરે બીજું કોઇ નથી, એમ અંધ શ્રદ્ધા પકડી બેસે છે. ૧૮

विप्रोऽन्त्यजो वा स्वकुलेऽपि कश्चि-
द्धूर्तोऽपि वैश्यः खलु जातिभ्रष्टः ।
ते चास्मदीया यदि मत्पथे स्थिता
न मेऽस्मदीया जनकादिवर्गाः ॥१९॥

વિપ્ર, ચાંડાલ, પોતાના કુલમાં થયેલો કોઇ ધૂર્ત, વાણીયો અથવા જાતિ ભ્રષ્ટ કોઇ પણ હોય તે જો મારા માર્ગમાં ચાલનારા હોય તો તે મારાંજ છે, પણ મારા માર્ગમાં નહિં ચાલનારાં માતા-પિતા કે ભાઈ ભાંડુ વિગેરે સગાંઓ મારાં નથી. ૧૯

वणिग्वधूष्ठाकुरभक्तभुक्ता
प्रचुम्बिता सा मुदमाससाद ।
श्रीठाकुरेणैव कृतः प्रसादः
सम्भुज्यते वैष्णवधर्मभ्रष्टैः ॥२०॥

શ્રી ઠાકોરજીના ભક્તોએ ભોગવેલી તથા અત્યંત ચુંબેલી વાણીઆની રાંડ 'શ્રીઠાકોરજીએ પ્રસાદ કર્યો' એમ માને છે તેથી વૈષ્ણવધર્મમાં ભ્રષ્ટ થયેલા દુષ્ટ લોકો તેને વારંવાર ભોગવ્યાજ કરે છે.

स्वबालिकानां च करौ प्रगृह्य
रज्वाऽऽशु बध्वा सुदृढं गृहाजिरे
निवेदितात्मापि वणिग्वधूः सा
प्रभुज्यते ठाकुरभक्तकैः समम् ॥२१॥

વૈષ્ણુવમત માનનારી સ્રીઓ પોતાની યુવાન કન્યાઓના હાથ ઝાલી અથવા ઘરની અંદર રસીથી મજબુત બાંધી મહારાજની પાસે આત્મા નિવેદન કરાવે છે તો પણ તેવી વાણીઆઓની સ્રીઓને તે મહારાજ લોકો શ્રીઠાકોરજીના બધા ભક્તો દેખતાં છતાં ભોગવે છે. ૨૧

प्रयाच्यमानोऽपि दयाविहीनो
निवेदितात्मा न ददाति मौष्टिकम् ।
अन्नं द्विजानां पृथुकान्नदद्या-
द्धिग्धिग्व णिग्धर्मपराश्च नास्तिकाः ॥२॥।

બીજે તો આત્મા સમર્પણ કરે છે અને બ્રાહ્મણો ઘણી યાચના કરે છે તો પણ વાણીઆઓના ધર્મ વાળા દયા વગરના નાસ્તિકો બ્રાહ્મણોને મુઠી અન્ન કે ચોખાની મુઠી પણ આપતા નથી માટે તેઓને ધિક્કાર છે. ૨૨

मुक्तिं कथं दास्यति विष्णुरेव
योगीश्वरं तं ब्रुवते च वेदाः ।
वणिग्जना ये च भजन्ति रण्डां
चुम्बन्ति ते विप्रवधूं विनष्टाः ॥२३॥

જે વાણીઆઓ છે તેઓ મહાભ્રષ્ટ થઈ બ્રાહ્મણોની વિધવા રાંડોની સાથે ભોગ કરે છે અને તેઓનું ચુંબન કરે છે તેઓને વિષ્ણુ પણ મુક્તિ કેમ આપશે ? કારણ કે વેદોએ તેને તો યોગેશ્વર કહ્યા છે. ૨૩

ये विष्णुधर्मं मलिनं प्रकुर्वते
मोक्षं कथं ते महिषा लभन्ते ।
कीनाशदण्डोद्भवयातनार्हा
मूढा यभन्ते वरविप्ररण्डाम् ॥२४॥

જે ઉત્તમ બ્રાહ્મણોની વિધવાઓ સાથે ગમન કરે છે તેઓ વૈષ્ણવ ધર્મને મલિન બનાવે છે. એવા દુષ્ટ જાર પુરૂષો મોક્ષને કેવી રીતે મેળવી શકે ? તેઓ તો હંમેશાં યમરાજાના ધોકાના પ્રતાપથી થતી યાતનાઓનેજ લાયક છે. ૨૪

कृष्णनाम प्रदायैव यभते यश्च नास्तिकः ।
ब्रूते वै द्रव्यमादाय ज्ञातिबन्धून् परित्यज ॥२५॥

જે માણસ કૃષ્ણનામ આપી મૈથુન કરે છે અને ધન લઈને જ્ઞાતિને અને બન્ધુઓને છોડી દ એમ કહે છે તે નાસ્તિક છે. ૨૫

एवं ब्राह्मणी सर्वानाश्राव्य तूर्णं तत्स्थानं परित्यज्य सर्वात्मानं वेदमयं श्रीसदाशिवमाराधयितुं मनश्चक्रे व्रतोपवासादिकं च चचार ॥

એ પ્રમાણે બ્રાહ્મણી બધાને સંભળાવી જલદી તે સ્થાનનો ત્યાગ કરી સર્વાત્મા વેદમય શ્રીસદા શિવને આરાધવાનું મન કરવા લાગી અને વ્રતોપવાસાદિ કરવા લાગી.

या ब्रह्मचर्यव्रतमादधाना तीर्थे चचारैव मनो निगृह्य । तत्र स्थितान्सा बहुवर्णिवेषान्ददर्श साक्षात्कलिकालरूपान् ॥ २६ ॥

બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરી મનને કબજામાં રાખી—તે બ્રાહ્મણી તીર્થોમાં ફરવા લાગી તો ત્યાં બ્રહ્મચારીઓના વેષને ધારણ કરનારાઓને સાક્ષાત્કલીકાલના સદૃશ રૂપવાળા જોયા. ૨૬

विधाय कुण्डान्बहुवह्निपूर्णा<br>
न्मध्येस्थिता जिह्मशतं वदन्ति ।<br>
स्त्रीपुत्रहेतोर्बहुवेषधारिणो<br>
भस्माङ्गरागाः कृतधूम्रपानाः ॥२७॥

કેટલાકો ઘણા અગ્નિથી ભરેલા ધગધગતા કુંડો બનાવી તેની વચ્ચે બેસી હજારો જુઠાં બોલે છે. કેટલાકો સ્ત્રી પુત્રોને વાસ્તે બહુ વેષ ધારણ કરી રહ્યા છે અને કેટલાકો તો શરીરે ભસ્મ લગાવી એકાન્તમાં ધૂમ્રપાન કરી રહ્યા છે. ૨૭

वृत्त्योपकृष्टाः सुतदारहेतोः<br>
स्थलेषु तीर्थेषु वदन्ति मन्दाः ।

तपः प्रकुर्वन्ति धनार्थहेतोः
प्रज्वालयन्ते बहुकाष्ठभारम् ॥२८॥

પુત્ર તથા સ્ત્રીની આજીવિકા માટે દુબળા થયેલા મૂઢ પુરૂષો તીર્થસ્થલોમાં ભટકે છે, ધન માટે તપશ્ચર્યા કરે છે અને ઘણા લાકડાના ભારાને સળગાવી રહ્યા છે. ૨૮

नवेदशास्त्रं न च स्नानसंध्यां
सत्यं न शौचं नहि वैश्वदेवम् ।
गुरोश्च दत्तं न जपन्ति मन्त्रं
रुद्राक्षमालां बहुधा वहन्ति ॥२९॥

વેદ શાસ્ત્ર, સ્નાન, સંધ્યા, સત્ય, શૌચ કે વૈશ્વ-દેવ કરતા નથી તેમ ગુરૂએ આપેલા મંત્રને જપતા નથી અને ખાલી રૂદ્રાક્ષની ઘણી માળાઓજ પહેર્યા કરે છે. ૨૯

पापाः प्रकुर्वन्ति सदातिद्रोहं
ये साधुधर्मे विचरन्ति तेषाम् ।
आधाय कूर्चान्बहु रोमयुक्ता-
यथा पिशाचा मरुमण्डलस्थाः ॥३०॥

તે પાપીઓ, જેઓ સાધુધર્મ પાળે છે તેઓનો સદા, અતિ દ્રોહ કરે છે અને મોટી મોટી દાઢીઓ રાખી જેમ મરૂ ભૂમીમાં પિશાચો ફરે તેમ ફરે છે. ૩૦

वृत्त्योपकृष्टा विचरन्ति तीर्थे
वेषं समाश्रित्य च वर्णिनां ते ।
न मौञ्जिदण्डं न च ब्रह्मचर्यं
न स्वार्थ हेतोर्ज्वलने ज्वलन्ति ॥३१॥

આજીવિકામાં ખેંચાયેલા, બ્રહ્મચારીઓના વેષ ધારણ કરી તેઓ તીર્થમાં ફર્યા કરે છે, કટિ-મેખલા, દંડ કે બ્રહ્મચર્ય પાળતા નથી તેમ તે દુષ્ટો પોતાને માટે પણ અગ્નિમાં બળતા નથી અર્થાત બીજાઓ માટે બળે છે. ૩૧

एवं विधानेऽपि च कालरूपा
विद्वेषयन्तेऽखिल साधुविप्रान् ।
जानन्ति नैवागमवेदशास्त्रं
दारिद्र्यसिन्धावपि मज्जमानाः ॥३२॥

એ પ્રમાણે કરે છે તો પણ કલિકાલરૂપ તેઓ સમગ્ર સારા બ્રાહ્મણોનો દ્વેષ કરે છે. આગમ કે વેદ શાસ્ત્રોને જાણતા નથી અને દારિદ્ય રૂપ સાગરમાં ડૂબ્યા જાય છે. ૩૨

लोभाश्रितो वेषशतं करोति
ब्रूतेऽस्मि शैवागमधर्मवेत्ता ।
वश्यं हि विद्वेषणमारणं च
करोमि रौप्यं ह्यथ हाटकं च ॥३३॥

લોભનો આશ્રય કરી સેંકડો વેશ કરે છે અને

કહે છે કે હું શિવશાસ્ત્ર જાણું છું તેથી વશીકરણ, વિદ્વેષણ, મારણ, રૂપું તથા સોનું કરી શકું છું. ૩૩

विप्राः केऽपि च गानताननिरताः शूद्राग्रतो नर्तने
तृष्णामोहमदाभिमानमनसा वेदं द्विषन्तीश्वरम् ।
भुञ्जन्ते रजकालयेऽपि मुदिताः पक्वान्नकं सारकं
कामासक्तविचेतसो मदयुता उन्मत्तभूताः शठाः ॥

ગાન તથા તાનમાં ગુલ્તાન બનેલા કેટલાક બ્રાહ્મણો તો શૂદ્રની પાસે નાચતાં-તૃષ્ણા, મોહ, મદ તથા અભિમાનવાળાં મનથી વેદ તથા શિવની નિન્દા કરે છે અને કામાતુર મનવાળા, મદોન્મત્ત તે શઠ લોકો ખુશી થઇ ધોબીને ઘેર પણ પકવાન્ન ( રાંધેલી રસોઇ ) તથા સાર ( કઢી-ભાત ) વિગેરે જમે છે. ૩૪

लोभासक्ता ब्राह्मणाः क्वापि काले
नृत्यन्ति शूद्रस्य च तानकाले ।
श्रौतं धर्मं प्रणिन्दन्त्यकाले
घोरं दुःखं कथ्यते कस्य चाग्रे ॥३५॥

કેટલાક લોભી બ્રાહ્મણો શૂદ્રની પાસે તાન આપતી વખતે નાચે છે. અને વેદ ધર્મની અકાલે નિન્દા કરે છે આવું ઘોર દુઃખ કોની પાસે કહેવું.૩૫

एतदालोच्य सा ब्राह्मणी परमनिवृत्तिं गता

એટલું મનમાં વિચારીને બ્રાહ્મણી પરમ નિવૃત્તિને પ્રાપ્ત થઇ.

બીજો અંક પૂરો.

# अथ तृतीयोऽङ्कः

## અંક ત્રીજો

लोकानन्दकरौ देवौ ढुण्ढिराजगणेश्वरौ ।
सदा प्रयच्छतां सिद्धिं भजतां प्रीतिपूर्वकम् ॥१॥

લોકોને આનંદ આપનારા ઢુંઢિરાજ અને ગણેશ્વર એ બન્ને દેવ ભજનારા મનુષ્યોને સદા પ્રીતિપૂર્વક સિદ્ધિ આપો. ૧

शिवेशौ शंकरौ स्यातां माधवेशगणेश्वरौ ।
पापं नो हरतां नित्यं सर्वसिद्धिकरावुभौ ॥२॥

માધવ તથા ઇશ બન્ને ગણેશ્વર કલ્યાણના ઇશ્વર તથા કલ્યાણ કરનારા થાઓ. એ બન્ને સર્વ સિદ્ધિ કરનારા છે તે અમારા પાપને રોજ હર્યા કરો.૨

नाहं विजाने स्मृतिवेदधर्मान्
वेदान्तसांख्ये खलु नाट्यशास्त्रम् ।
भाष्यं महाशब्दमयं हि ब्रह्म
काव्यं च साहित्यमथो न जाने ॥३॥

હું સ્મૃતિ કે વેદ ધર્મને જાણતો નથી તેમ વેદાંત, સાંખ્ય, નાટય શાસ્ત્ર, ભાષ્ય, મહા શબ્દમય-બ્રહ્મ, કાવ્ય કે સાહિત્ય પણ જાણતો નથી. ૩

न वेदविद्याध्ययनं न शास्त्रं
स्नानं न शौचं न च मन्त्रविद्याम् ।

जानामि ब्रह्मेन्द्रकृपाप्रसादं
वाक्यार्थमेकं सततं स्मरामि ॥४॥

વેદ વિદ્યાનું અધ્યયન, શાસ્ત્ર, સ્નાન, શૌચ, કે મંત્ર વિદ્યાને જાણતો નથી. ફક્ત બ્રહ્મેન્દ્રગુરૂના પ્રસાદને જાણું છું અને તેણે આપેલા એક વાક્યાર્થનું રોજ સ્મરણ કરૂં છું. ૪

एवं हि मत्वा सुधियः सदेदं
ते शोधयित्वैष विवाचयन्तु ।
वेदोक्तधर्मप्रतिपालनाय
कृतं मया नास्तिकखण्डनाय ॥५॥

એ પ્રમાણે માની જેઓ બુદ્ધિમાન પંડીતો હોય તેઓ વેદમાં કહેલા ધર્મને પાલવા માટે તથા નાસ્તિક મતના ખંડન માટે મેં કરેલું આ નાટક શોધીને વાંચશે. ૫

सदाशिवः शङ्कर एव वेदो
वेदाः शिवः शङ्कर एव नित्यः ।
तयोर्विभेदं कथयन्ति मन्दाः
पतन्ति चैनोऽर्णव एव पापाः ॥६॥

સદાશિવ શંકર છે તે વેદજ છે અને વેદો છે તે સદાશિવ નિત્ય શંકરજ છે. એમાં જે ભેદ ગણે છે તે પાપી લોકો પાપ સમુદ્રમાં પડે છે. ૬

ज्ञानं परं सत्यमनंतमाद्यं
पुराणधर्मो यजनादिकर्म ।
तदेव सर्वं हि भवन्ति वेदा
वेदात्परं नास्ति रहस्यभावम् ॥७॥

સત્ય, અનંત તથા આદ્ય, પરમજ્ઞાન, પુરાણ ધર્મ અને યજનાદિ કર્મ એ બધું વેદમયજ છે. વેદથી બીજું રહસ્ય કાંઇ નથી. ૭

निदन्ति वेदं च शिवं महेशं
गणेश्वरं पर्वतराजपुत्रीम् ।
पतन्ति ते पापशतेषु मन्दा
यथा पतंगा ज्वलने हि दीपे ॥८॥

જેમ પતંગીઆંઓ પ્રજ્વલિત દીવામાં પડે છે તેમ જે લોકો વેદ, મહેશ્વર શિવ, ગણેશ, તથા પાર્વતીની નિન્દા કરે છે તે મૂઢ લોકો હજારો પાપ રૂપી સમુદ્રમાં પડે છે. ૮

मही मृदः पिण्डमथो घटत्वं
घटात्कपालं जगति प्रसिद्धम् ।
कपालिकाचूर्णमयाद्धि मृत्स्ना
ॐ ब्रह्मरूपं किल विश्वमेवम् ॥९॥

પૃથ્વીની માટીનો પીંડો થાય છે, પીંડમાંથી ઘડો થાય છે અને ઘડામાંથી કપાલ બને છે એમ જગતમાં પ્રસિદ્ધ છે તેજ પ્રમાણે વિશ્વ ( જગત્ ) પણ અંતે ઓમ્ બ્રહ્મ રૂપ છે. ૯

द्वैतं यथा नास्ति चिदात्मजीवयो-
स्तथैव भेदोऽस्ति न जीवचित्तयोः।
यथैव भेदोऽस्ति न जीवचित्तयो-
स्तथैव भेदोऽस्ति न चित्तसर्गयोः ॥१०॥

જેમ ચિદાત્મ તથા જીવમાં દ્વૈત ( ભેદ ) ભાવ નથી તેમ જીવ તથા ચિત્તમાં ભેદભાવ નથી અને જેમ જીવ તથા ચિત્તમાં ભેદભાવ નથી તેમ ચિત્ત તથા સર્ગમાં પણ ભેદભાવ નથી. ૧૦

केचिद्धर्मधुरंधराः शमदमासक्ताः कलौ धार्मिकाः
शास्त्रज्ञाः श्रुतिसंमताः क्षितितले पाखण्डमुक्ता हिताः
केचित्कामजये रताः सुकृतिनो लोभादिमुक्ताः सदा
केच्छिच्छम्भुपरायणा हरकथापानैकबद्धाशयाः ॥११॥

કલિયુગમાં પણ કેટલાકો ધર્મધુરંધર, શમદમાદિમાં આસક્ત ધાર્મિક, શાસ્ત્રજ્ઞ, વેદ મતને અનુસરનારા, પૃથ્વીતલમાં પાખંડને છોડનારા તથા હિતકારીઓ છે. અને કેટલાકો શંભુ પરાયણ તથા શંકરની કથાનું પાન કરવામાં જ આશયને બાંધવા વાળા છે. ૧૧

केचिद्रामपरायणाः परगुणान्गायन्त्यहो नित्यशः
केचिच्छान्तिपरा भवन्ति गुणिनामग्रेसराः साधवः।
मानामानसमाः परोपकरणे यत्ताः शिवेशप्रियाः
साधूनामनिशं च ते प्रियकराः कुत्रापि लीनाः कलौ ॥

કેટલાકો રામપરાયણ બની બીજાના ગુણોનું રોજ હર્ષ પૂર્વક ગાન કરે છે, કેટલાકો શાન્તિ પરાયણ, ગુણીઓમાં અગ્રેસર સાધુઓ માન તથા અપમાનમાં સમાન મન રાખનારાઓ નિયમિત રહી શંકરપર પ્રેમ ધરાવનારાઓ છે અને કેટલાકો હંમેશાં સાધુઓનું પ્રિય કરનારાઓ કલિયુગમાં કોઇ જગ્યાએ પણ છુપાઇ રહેલા છે. ૧૨

नोचेत्क्ष्मा विलयं व्रजेत्सनगरा श्रीशैलमेरुवृता
साब्धिद्वीपवनाकुला च जलदा दद्युस्तथा नो जलम् ।
सूर्यो नो तपते न चापि रजनी नाथोऽयमुज्जृम्भते
नक्षत्राणि विभान्ति नैवमुदयं भौमाद्यो ये ग्रहाः ॥

જો એમ ન હોય તો નગર સહિત શ્રીશૈલ મેરૂ પર્વતથી વીંટાયેલી, સમુદ્ર, દ્વીપ, તથા વનથી ઘેરાયેલી પૃથ્વીનો પ્રલય થાય. મેઘ જલ આપે નહિં, સૂર્ય તપે નહિં, રજનીનાથ (ચંદ્ર) ખીલે નહિં, નક્ષત્રો તથા ભૌમાદિક જે ગ્રહો છે તે પણ ઉદય પામે નહિં. ૧૩

महामोहराजेन ते पीडिताश्च
यदा साधवो लीनभावं गता वै ।
यथा कालग्रस्तास्तथा ते भवन्ति
कलौ तादृशां दर्शनं दुर्लभं च ॥१४॥

જ્યારથી સાધુપુરૂષો મહામોહરાજથી પીડિત થયેલા છે, ત્યારથી તેઓ પણ લીનપણાને પામ્યા

છે, જે પ્રમાણે કાલથી ગ્રસાયેલા છે તે પ્રમાણે તેઓ બનેલા છે, પણ કલિયુગમાં તેવા સાધુઓનું દર્શન દુર્લભ થયું છે. ૧૪

केऽपि स्वात्महिते पठन्ति निगमं सन्ति पृथिव्यां द्विजा-
आयुर्वेदविशारदातिचतुरा दीनानुकम्पारताः ।
दैवज्ञास्तु च कालयोगखचरानस्तोदयज्ञापका-
आत्मज्ञानरता विवेकनिपुणाः सन्यासिनो भूतले ॥

કેટલાક પોતાના હિત માટે શાસ્ત્રો ભણે છે, એવા બ્રાહ્મણો પણ પૃથ્વીની અંદર છે, કેટલાક આયુર્વેદ (વૈદક) માં વિશારદ, અતિ ચતુર તથા ગરીબોની ઉપર દયા કરવામાં પ્રીતિવાળા હોય છે, કેટલાક જ્યોતિષીઓ કાલ, યોગ, તથા ગ્રહોના ઉદયાસ્તને જણાવનારા છે અને આત્મજ્ઞાનમાં પ્રીતિવાળા તથા વિવેકમાં નિપુણ કેટલાક સંન્યાસીઓ પણ ભૂતલમાં છે. ૧૫

सन्तः केऽपि च वाणिजाः क्षितितले वेदोक्तधर्मे रताः
शम्भुश्चण्डिविनायकादिविबुधान् सूर्यं सदा मन्वते ।
विप्राँस्तेऽपि च साग्निकव्रतपरानर्चन्ति साधुव्रता
इष्टापूर्तकरा विवेकनिपुणाः सन्तः शुभे गुर्जरे ॥१६॥

કેટલાક વણિકપુત્રો પૃથ્વીતલમાં વેદોક્ત ધર્મમાં પ્રીતિવાળાઓ છે તેઓ સાધુવ્રત પાળી શંભુ, ચંડી, તથા વિનાયક વિગેરે દેવતાઓને અને સૂર્યને માને છે, તેમજ અગ્નિહોત્રવ્રત પરા-

ચણ બ્રાહ્મણોને પૂજે છે અને ઇષ્ટાપૂર્ત વાવ કુવા તલાવ કર્મ કરાવે છે એવા વિવેકમાં નિપુણ સુંદર વાણીઆઓના પુત્ર ગુજરાતમાં છે. ૧૬

स्वल्पावै नास्तिका लोके साधूनां दुःखदायकाः ।
तैरेव व्यापिता भूमिर्मन्यते न विपश्चितम् ॥१७॥

થોડા નાસ્તિકો છે અને સાધુઓને દુઃખ આપનારા ઘણા છે તેઓથી ભરેલી ભૂમિ વિદ્વાનને માનતી નથી. ૧૭

पुरा यामले विष्णुना प्रोक्तमस्ति
कलौ वैष्णवा नास्तिकाः पापरूपाः ।
सदा शम्भुनिन्दारता वेदनिन्दा
परस्त्रीपरस्वापहारप्रसक्ताः ॥१८॥

યામલ ગ્રન્થમાં વિષ્ણુએ પહેલાં કહ્યું છે કે 'કલીયુગમાં વૈષ્ણવો નાસ્તિક પાપી, હમેશાં શંભુની નિન્દા કરવાવાળા, વેદની નિન્દા કરવાવાળા પર સ્ત્રી તથા પર દ્રવ્યને હરણ કરવામાં પ્રીતિવાળા થશે.

नर्मदातीरवानीरवासो दासीकृताम्बरः ।
दामोदराश्रमो जीयाद्दामोदरकृताश्रयः ॥१९॥

જેણે નર્મદાના તીર ઉપર ઉગેલાં નેતરરૂપી વસ્ત્રોવડે બીજાં વસ્ત્રોને દાસીના સમાન કરેલ છે એવો તથા દામોદર યતિએ આશ્રમ કરાયેલો 'દામોદરાશ્રમ' પૃથ્વીપર કાયમ રહો. ૧૯

वह्न्यङ्कयुक्ते च रसेन्दुयुक्ते
संवत्सरे कार्तिकमासि शुक्ले ।
पक्षे त्रयोदश्यतिभाजि सोमे
दामोदरो वै लिखति स्म ग्रन्थम् ॥२०॥

સંવત ૧૯૯૩ ના કાર્તિક શુદ ૧૩ સોમવારે દામોદર યતિએ આ ગ્રંથ લખ્યો છે. ૨૦

पाहि नित्यं महेशानि दामोदरं सशंकरम् ।
तव पादाम्बुजे नित्यं निश्चला मतिरस्तु मे ॥२१॥

હે મહેશાનિ (પાર્વતિ)! શંકર સહિત તમે દામોદરનું રક્ષણ કરજો અને આપના ચરણકમળમાં મારી નિત્યે નિશ્ચલ મતિ રહે તેમ કરજો. ૨૧

ત્રીજો અંક પૂરો.



# ભક્તિપ્રિય સમસ્ત જનતાની ગંભીર ભૂલ.

## પતિવ્રતા સતીધર્મનો અને બ્રહ્મચર્યનો હિંદમાં નાશ કરનારી રાધા—ગોપીઓની જાર ભક્તિ—ભાવના

ભારતવર્ષના ભાઈઓ અને બ્હેનોને અનુકરણ કરવાલાયક નથી. તે રાધા, ગોપીના રાસડા, કાવ્યો, પદો નિર્મલ સદ્ભાવનો, ધર્મનો હ્રાસ કરે છે. પ્રમાણ-શ્રીમદ્ભાગવત દશમ સ્કંધ વાંચો.

**"तमेव परमात्मानं जारबुद्धयापि संगताः"**

તેજ પરમ આત્મા શ્રીકૃષ્ણને જાર બુદ્ધિથી સેવા કરનારી ગોપીકાઓ. (ભા. દશમ. પૂ.)

**"कृष्णं विदुः परं कान्तं न तु ब्रह्मतया मुने"**

હે મુનિ મહારાજ ! તે ગોપીકાઓ કૃષ્ણને પોતાના અન્ય પતિરૂપે જાણતી હતી, પરંતુ બ્રહ્મરૂપે જાણતી ન હતી; (ભા. સ્કં. ૧ અ. ૨૯ શ્લો. ૧૨)

**"क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः"**

વનમાં ફરનારી અને વ્યભિચારથી દુષ્ટ થયેલી આ સ્ત્રીયો (ગોપીકાઓ) કયાં ? (ભા. દ. પૂ.)

**"आप्तकामो यदुपतिः कृतवान्वै जुगुप्सितम्"**

યદુપતિ કૃષ્ણને કાંઇ કામના ન હતી તો આવું નિંદિત કાર્ય શા કારણથી કર્યું ? (ભા. ૧૦, ૩૪, ૨૯)

अधर्म पञ्च शाखा ( भा. सप्तमस्कंधं अ० १५)

विधर्मः परधर्मश्च आभास उपमा छलः
अधर्मशाखाः पञ्चेमा धर्मज्ञोऽधर्मवत्त्यजेत् ॥१॥

અધર્મની પાંચ શાખાઃ—

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા, અને છળ એ પાંચ અધર્મની શાખાઓ છે. માટે ધર્મને જાણ- નારા પુરૂષે, તેઓનો અધર્મરૂપ માની ત્યાગ કરવો. ૧

धर्मबाधो विधर्मः स्यात्परधर्मोऽन्यचोदितः ।
उपधर्मस्तु पाखंडो दम्भो वा शब्दभिच्छलः ॥२॥

ધર્મનો બાધ કરનાર વિધર્મ છે. બીજાઓએ કહેલા જે ધર્મ તે પરધર્મ છે; પાખંડને ઉપ ધર્મ, કહેલો છે; શબ્દનો ભેદ કરવો (છેતરવું) એ છલ અગર દંભ કહેવાય છે. ૨

यस्त्विच्छया कृतः पुम्भिराभासोह्याश्रमात्पृथक् ।
स्वभावविहितो धर्मः कस्य नेष्टः प्रशान्तये ॥३॥

વર્ણાશ્રમધર્મથી ભિન્ન પોતાની ઇચ્છા પ્રમાણે માનેલો જે ધર્મ, તે આભાસ છે; માટે પોતાના સ્વાભાવિક વર્ણાશ્રમધર્મનું પાલન કરવાથી કોનું શ્રેય નથી થતું ? અર્થાત્ સર્વનું શ્રેય થાય છે. ભાગવત સ્કંધ સાત અધ્યાય પંદર શ્લોક ૧૨-૧૩-૧૪

वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।

વેદમાં કહેલો હોય તે જ ધર્મ છે. અને તેનાથી જે ઊલટું તે બધો અધર્મ છે.

પ્રમાણ મહાપુરાણ ભાગવત સ્કંધ છઠ્ઠો અધ્યાય એક શ્લોક ચાલીસ.

# શુદ્ધિપત્રમ્.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૪ | द्रष्ट्वा | दृष्ट्वा |
| ૨ | ૧૨ | પ્રાયશ્ચિત | પ્રાયશ્ચિત્ત |
| ,, | ,, | તમારા | તમારાં |
| ,, | ૨૪ | શુન્ય | શૂન્ય |
| ૩ | ૪ | अनेकाऽघौघ... | अनेकाघौघ |
| ,, | ૧૦ | સમુહ | સમૂહ |
| ,, | ૧૩ | छमुः | छंमुः |
| ,, | ૧૫ | प्राप्तो | प्राप्त |
| ૪ | ૫ | સમુહ | સમૂહ |
| ૬ | ૧૬ | દષ્ટી | દષ્ટિ |
| ૭ | ૧૯ | जाताः | जाता |
| ૮ | ૧ | કલીકાલના | કલિકાલના |
| ૯ | ૧૦ | શુન્ય | શૂન્ય |
| ,, | ,, | ઇર્ષ્યા | ઇર્ષા |
| ,, | ૨૦ | જેતુ | જેમતું |
| ૧૧ | ૧૧ | પાખંડીઓ | પાખંડી |
| ,, | ૨૦ | ...विठ्ले... | ...विठ्ठले... |
| ૧૨ | ૧૨ | धरी | दरा |
| ૧૩ | ૨ | ...न्निदसि... | ...न्निंदसि... |
| ,, | ૨૦ | श्रुणुध्वम् | शृणुध्वम् |
| ૧૪ | ૧૮ | ईर्ष्या | ईर्षा |
| ૧૬ | ૧૫ | मन्तर्... | मन्तर... |
| ,, | ૨૫ | છ. | છે. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૨ | ૧૨ | साद... | स्युश्चा... |
| ૨૪ | ૧ | ...रवि | ...रह्यो |
| ૨૭ | ૫ | शुद्रनी | શૂદ્રની |
| ૨૯ | ૩ | मुख्यो | मुख्यः |
| ૩૦ | ૧૮ | સહીત | સહિત |
| ૩૧ | ૨૨ | પાપીષ્ઠ! | પાપિષ્ઠ! |
| ૩૨ | ૨૧ | असल | सअल |
| ,, | ૨૨ | सकल मुनि... | सकलमुनि... |
| ,, | ૨૩ | ...पतनेषु | ...पत्तनेषु |
| ,, | ૨૪ | यदेव | यद्देव |
| ૩૩ | ૨૨ | वेदमय | वेदमयं |
| ૩૪ | ૧૦ | માહામોહ | મહામોહ |
| ૩૬ | ૧૨ | स्नाने ? ( એ આખી લાઈનને બદલે ) | किं स्नानैः किं च दानैः सुहवनवलिभिः पूजया खेचराणाम् |
| ૩૬ | ૧૫ | वाहोः | वाह्योः |
| ૩૭ | ૨૨ | धरणी तले... | धरणीतले... |
| ૩૮ | ૧ | क्षत्रीय, | क्षत्रिय, |
| ૩૮ | ૧૨ | ...लोकनकल्या | ...लोकक्लया |
| ,, | ૧૯ | દૃષ્ટી | દૃષ્ટિ |
| ૩૯ | ૨૨ | ताने | स्ताने... |
| ૪૦ | ૧૭ | ...मते | ...मतेऽ |
| ૪૨ | ૭ | पुस्तक... | પદ ખોટું છે |
| ૪૬ | ૧૦ | ईर्ष्यालुः | ईर्षालुः |
| ,, | ૧૬ | સ્થુલ | સ્થૂલ |
| ,, | ૧૭ | ઈર્ષ્યા | ઇર્ષા |
| ૪૭ | ૮ | અવિનાશિ | અવિનાશી |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૭ | ૧૨ | ...ष्ठा | ...ष्टा |
| ૪૯ | ૧ | ...देशिका | ...देशा |
| ૫૧ | ૧૮ | ,, | ,, |
| ,, | ૨૨ | દેશિકા | દેશા |
| ૫૨ | ૫ | नवा | न वा |
| ,, | ૧૦ | માતઃ | માતા |
| ૫૩ | ૫ | ...? | ...! |
| ,, | ૧૦ | ...णि | ...णी |
| ,, | ૧૭ | ...न्धिक्कता | ...न्वीकृता |
| ,, | ૨૧ | वह्नी | वह्नी... |
| ૫૫ | ૧૯ | कुङ्कम | कुङ्कुम |
| ૫૭ | ૩ | उक्तंच | उक्तं च |
| ,, | ૯ | દુખ | દુઃખ |
| ,, | ૧૧ | गहे | गेहे |
| ૫૮ | ૮ | વિષ્ણુ ધર્મને | વિષ્ણુધર્મને |
| ૫૯ | ૧૦ | અંગ સહિત | અંગસહિત |
| ૬૧ | ૧૦ | જાતિ ભ્રષ્ટ | જાતિભ્રષ્ટ |
| ૬૨ | ૭ | આત્મ નિવેદન | આત્મનિવેદન |
| ,, | ૧૩ | ...न्नदया | ...न्न दया– |
| ,, | ૧૪ | ...व णि... | ...वणि... |

આ સિવાય અનુસ્વાર, રૂ (પુરૂષ વિગેરે શબ્દોમાં), કલીકાલ, શુદ્ર, શુન્ય વિગેરે સ્થળોમાં હ્રસ્વદીર્ઘ દરેક ઠેકાણે સુધાર્યું નથી. તો તે સ્થળે પુરુષ, કલિકાલ, શૂદ્ર, શૂન્ય સમજવું તથા ઘણે ઠેકાણે પદો ભેગાં થઈ ગયાં છે અને કેટલેક ઠેકાણે અક્ષરો જુદા રહી ગયા છે તથા કેટલેક ઠેકાણે અનુસ્વાર ન્યૂનાધિક છે, ત્યાં પાઠકોએ યથાયોગ્ય સમજી લેવા કૃપા કરવી.

પુષ્ટિમાર્ગ પંથનું

# વાંચવા યોગ્ય સાહિત

૧ મહારાજા લાયબલ કેશ
૨ એંગી કેશ વારંટ લીલા
(બુજ સીલક છે

૩ પાખંડ ધર્મ ખંડન નાટક
૪ તબેલાનું તોફાન
૫ શ્રી નાથજીનો કેશ
૬ પુષ્ટિમાર્ગ યાને મહારાજાનો પં
૭ વલ્લભ કંઠમાળ
૮ ધર્મધતીંગ કાવ્યમાલા
૯ ભક્તિમાર્ગ વિરૂધ પુષ્ટિમાર્ગ
૧૦૦ ને

મળવાનું ઠેકાણું

દી૦ લક્ષ્મીદાસની કું

મુંબઈ, કોટ, પારસીસ્ટ્રીટ

| પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|
| ૪૭ | ૧૨ |
| ૪૯ | ૧ |
| ૫૧ | ૧૮ |
| ,, | ૨૨ |
| ૫૨ | ૫ |
| ,, | ૧૦ |
| ૫૩ | ૫ |
| ,, | ૧૦ |
| ,, | ૧૭ |
| ,, | ૨૧ |
| ૫૫ | ૧૯ |
| ૫૭ | ૩ |
| ,, | ૯ |
| ,, | ૧૧ |
| ૫૮ | ૮ |
| ૫૯ | ૧૦ |
| ૬૧ | ૧૦ |
| ૬૨ | ૭ |
| ,, | ૧૩ |
| ,, | ૧૪ |

આ સિવ

શુદ્ધ, શુન્ય વિ

તો તે સ્થળે

પદો ભેગાં થ

ગયા છે તથા

યથાયોગ્ય સમજ